
श्रीमनोरंजक
गरबावळी
रामभगतलालेरच्यो
छपावीप्रसीद्ध
करी
अमदावादनां
आईडीआयोयुनाईटेड
प्रीन्टींगजनेलनरल
जेनसीकंपनीनीलिमि
टेडनाप्रेसमांरणछोड
लालगंगारामेछाप्यो
संवत १९४०
सने १८८४

## ડાકોરના રણછોડજી માહારાજનો ગરબો.

અમ્રમેર્જીરે અંબે માત, જોવાને જઇએ. એ રાગ.

છોગાળા છબીલા છેલ, રણછોડ રંગીલા;
કરી બોડાણા પર મેહેર. હો મોરલીવાળા. ટેક.
અકળ કળા અલબેલા તારી, પાર ન પામે શેશરે;
વેદ વીસારી વીસ્મે પામ્યા, સમજ્યો નહીં લેશ. રણછોડ.૧
મહા મોટમ મહારાજ તમારી, શુખથી કેમ કેહેવાયરે;
સમુદ્રમાંથી ચાંચ ભરે જેમ, પક્ષીથી તરષા જાય. રણછોડ૨
મંદ ગતી મહારાજ મારી, મલીન મારૂં મનરે;
શરણે રાખો સામળીઆ, મને જાણી તમારો જંન. રણ.૩
દ્વારકાના વાશી રાય, રણછોડ તમારૂં નામરે;
ઘણી દયા ગુજરાત ઉપર કરી, આવ્યા ડાકોર ગામ.રણ.૪
બોડાણાની ભક્તિ ભાવી, ભુદરજી ભલી તમનેરે;
અટળ કળી આ ધરનીધર, દુલભ છો અગમ નીગમ.ર.૫
ધન બોડાણા ધીરજ તારી, ધન ધન તારી માતરે;
પાતળીયો પોતાના કીધા, હેતે લીધા હાથ. રણછોડ. ૬
સીતેર વરસે શેવા કરીને, સામળીયો સમજાવ્યારે;
ડાકોરથી તો દ્વારકાં માંહે, વરશે બે ત્રણ ફેરી આવ્યા. ર.૭
કરમાં તુળશી લાવીને. જઈ ચતુરભુજને ચડાવીરે;
પ્રભુજી તો પ્રસન થયાને, દીલમાં દયા આવી. રણછોડ.૮
અલબેલો બોલ્યા એમ, મુખથી બોડાણાની સાથરે;
એકાંતે આવીને કહ્યું, તે કોઈ ન જાણે વાત. રણછોડ. ૯
ઘણા દીવશ તેં મારે કાજે, મોટું કષ્ટ કીધુંરે;
વપુ તારૂ વૃધ થયું. તે જોઈ મારૂં મન બીધું. રણ. ૧૦
તે માટે હું તારી સાથે, આવું તારે ગામરે;
તારે ચરણે નથી ચલાતું, તે માટે તજવું ધામ. રણછોડ.૧૧
કહ્યું મારૂં માની કાલે, જાતું ડાકોર ગામરે;

વેહેલ લાવ તું વાત ન ફુટે, મનમાં રાખી હામ. રણ. ૧૨
બોડાણા કેહે બાપજી, હું વેહેલ ક્યાંથી લાવુંરે;
મારે ઘેર તો નથી માહારાજ, કેમ કરીને આવું. રણ. ૧૩
મોહનજી કેહે માગી લાવો, જેવી તેવી વેહેલરે;
જાત જોયાનું કામ નથી, બે જોડી લાવો બેલ. રણ. ૧૪
બોડાણાને વચનજ આપી, વિદાય કીધો વળતાંરે;
વનમાળી કેહે તારે મારે, વાત આવી છે મળતી. રણ.૧૫
વારૂ કહીને વીઠલજીને, ચરણે પડ્યો કરજોડીરે;
લજા મારી લટકાળા, તમો રાખજો શ્રી રણછોડ. રણ.૧૬
અતી આતુરતા અંગમાં, ને આવ્યો ડાકોર ગામરે;
પાડોશીને ઘેરે કહી, મારે તમ સરખું છે કામ. રણ. ૧૭
ઉપકાર માનું તમ તણો જો, આપો બળદને વેહેલરે;
જાવું દ્વારકાં છેલો ફેરો, તીકમજીની ટેલ. રણ. ૧૮
પુર વાશી પાડોશી કહે ભાઈ, જેવી તેવી મળશેરે;
જેમ તેમ કરીને જોડી ભાઈ, ભાગ્ય તારૂં ફળશે. રણ.૧૯
એવું સાંભળી ઉઠ્યો પોતે, વારૂ કહી વેહેલ જોડીરે;
વેલા કરતાં વનમાળીના, મંદીર પાછળ છોડી. રણ. ૨૦
ગુગળી સઉકો હસવા લાગ્યા, કઉતક સરખી વાતરે;
બોડાણો તો આણે આવ્યા, લેઈ જવાને નાથ. રણ. ૨૧
વેહેલ ને બે બળદ જોતાં, હસે છે મુખ મોડરે;
અરે ભાઈ જુગમાં ના મળે, આવી બીજી જોડ. રણ.૨૨
બોડાણો કેહે હસો ભાઇઓ!, હસવા સરખી વાતરે;
ઈશ્વર ઈચ્છા કોઈ ના જાણે, કેવું થશે પ્રભાત. રણ. ૨૩
સંધ્યા થઈને સેન કરાવ્યું, રણછોડજીને રંગ ભેરરે;
અરધી રાતે ઉઠ્યા પોતે, પ્રિતમ કરી પેર. રણ. ૨૪
તાળાં તોડ્યાં ભુંગળ ભાગી, આવ્યા મંદીર બાહારરે;
બોડાણાની પાસે આવી, પ્રેમે કર્યા પોકાર. રણ. ૨૫

જાગ જાગ તું ઝટપટ કરીને, વીઠલ કેહે વેહેલ જોડરે;
બોડાણો ઝબકીને જાગ્યો, દીઠા શ્રી રણછોડ. રણ. ૨૬
ગદ ગદ કંઠે ગળગળું બોલે, થરથર ધ્રુજે અંગરે;
ગોવિંદજી હવે શી ગત થાશે, તમો રાખજો રંગ. રણ. ૨૭
બળદ તો બેસે ને ઉઠે, ચાલે નહીં લગારરે;
પ્રાતસમે તો પકડશે મુને, મારશે બહુમાર. રણ. ૨૮
જગજીવન કેહે જેમતેમ કરતું, ઝાંપા સુધી કાહાડરે;
હાંકીસ હું પછી હેત કરીને, માનીશ તારોપાડ. રણ. ૨૯
જેમતેમ કરતાં ઝાંપા સુધી, પાછલી રાતે પોહોચ્યારે;
રાશ પરણો પોતે લીધો, બોડાણો માંહે સુતા. રણ. ૩૦
વેગે વેહેલ ઉડાડી પોતે, અંત્રીક્ષથી અલબેલરે;
ઉમરેઠને ડાકોરની વચ્ચે, આણીને તેમેલ. રણ. ૩૧
બોડાણાને કેહે જગજીવન, જાગી જોને વાટરે;
પ્રાતઃ થયો ઉઠ આળસ મેહેલી, જો આવ્યો કાંઈ ઘાટ. ર. ૩૨
આંખ ઉઘાડી ઉંચું જોયું, બોડાણે તેણીવારરે;
સામળીયા સીમાડો મારા, ગામ તણો નીરધાર, રણ. ૩૩
અલબેલો ઉતરીયા હેઠે, લીંબ તળે લટકાળોરે;
વિસરામ કીધો વાલાજીએ, થંભાનિથાક ટાળ્યો. રણ. ૩૪
લીંબડાનું વટકાળા તમે, એક ડાળ કીધું મીઠુંરે;
કર અટકાડીકડવાસ કહાડી, તે સઉએ નજરે દીઠું. રણ. ૩૫
પાતળીએ ત્યાં પગલાં પાડ્યાં, પોતાનાં સાક્ષાતરે;
આદ્યાપી એંધાણી તેની, સર્વે જાણે વાત. રણ. ૩૬
એમ કહી અલબેલો આવ્યા, દડબડ ડાકોર ગામરે;
બોડાણાપ્રતે એમજ બોલ્યા, મને રેહેવાને કરઠામ. ર. ૩૭
ધારણીધર કેહેધામ તજ્યુંમે, તે સઉ કોઈએ જાણ્યુંરે;
મંદીરમાં મુજને નહી દેખે, ત્યારે થાશે વાહાણું. રણ. ૩૮
ધસમસ કરતા ધાઈ આવશે, ગુગળી ધરવાળારે;

સામળીયો કહે મુજને સંતાડી, તું ઝાલી બેશનેમાળા. રણ. ૩૯
ગોમતીમાં ગોવિંદજી પેઠા, વાડ્યમાં વનમાળીરે;
ઝાળો દેતા ગુગળી આવ્યા, થોડે દીવસે ચાલી. રણ. ૪૦
બોડાણાને બાંધી લાવો, ગુગળી એમ બોલ્યારે;
બોડાણો ગેરસઈ મળવા, ગયા સહુના પેહેલા. રણ. ૪૧
આવતામાં આંખ ચડાવી, ગુગળીએ વીકાળરે;
ચોર તું કેમ ચોરી લાવ્યો, બુધરજી ભુપાળ. રણ. ૪૨
બોલ બોલ કહી બરછી મારી, મુરછાગત તે પડ્યોરે;
અંગીકાર કરી અલબેલો, હજીએ દીસે ખોડો. રણ. ૪૩
ગોમતીમાં રૂધીર થયું. તે જાહેર જુગગો ઝારરે;
એ એંધાણે અલબેલોજી, શોધી કાડ્યાનીર બાહાર. રણ. ૪૪
બેવચને ત્યાં બળવંત બોલ્યા, હું હવે નહી ત્યાં આવુંરે;
મુજબરાબરસોનું લેઇને, કરો તમે મનભાવ્યું. રણ. ૪૫
લાલચમાં લપટાયા સરવે, લોભમાં લેવાયારે;
સરકાર સરવે પંચમળીને, તાસતીરે લાવ્યા. રણ. ૪૬.
સામાસામી લખ્યું લગ્નને, બોડાણો એમ બોલ્યોરે;
એકાંતે અલબેલાસાથ, પ્રીત પડદો ખોલ્યો. રણ. ૪૭
મહારાજ મુજ પાસ નથી, વાલ કેરી વીંટીરે;
સોનું જોઇએ શામ બરાબર, ચીતમાં ચીંતા પેઠી. રણ. ૪૮
ગોવિંદજી કહે ઘેર જઇને, ગંગાબાઇને પુછોરે;
સવા વાલની વાળીછે, લાવો ક્યાં તમે ખુંજો. રણ. ૪૯
ઘેર આવીને ગંગાબાઇને, વાત કહી વિસ્તારીરે;
વાળી લઇ વનમાળીતેડે, ગોવિંદની ગતન્યારી. રણ. ૫૦
તરત લઇને તીરે આવ્યા. વાળી રાખી પાસરે;
લાજ રાખજો લટકાળા, હું ચરણકમળનોદાસ. રણ. ૫૧
વડની ડાળે વાસ બાંધ્યા, ત્રીકમજીને તોળ્યારે;
વાળી નમીને વાલમ કસ્યા, પછી જેજે સૌકો બોલ્યા. રણ. ૫૨

ક્રાંખા થઇને જગજીવનને, ગુગળી ગાળો દેછેરે;
કાળા તુજમાં કપટ ભરેયુંછે, જાુઠ ઝાઝેરી રેહછે. રણ. ૫૩
બાળપણે તેં મામો મારેચો, મથુરાં નગરી માંયરે;
આજ લગી અમને અથડાવ્યા, હવે જઇએ કયાંય. રણ. ૫૪
પ્રભુ કહે પાછા ફરો, જાઓ દ્વારકાં મોઝારરે;
સ્વરૂપ મારૂં સેવંત્રીમાંછે, તે કાહાડજો બાહાર. રણ. ૫૫
નીરાશ થઈ નીસાસો મુકી, ગુગળી ઘેર પધારચારે;
સેવંત્રીમાં જઇને જોયું, પ્રભુ ત્યાંતો સધારચા. રણ. ૫૬
સંવત બારેને બારમાં, પ્રભુ બાકી કશી ન રાખીરે;
દયા કરીને ડાકોરમાં આવ્યા, તે સરવે પુરે સાખી. રણ. ૫૭
વરસ પાંચસે અગનોતરા સુધી, અજમેલ એમ કીધુરે;
ત્યાં લગી તો ગોમતા તીરે, સઉને દરશણ દીધું. રણ. ૫૮
અભેસંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટોરે;
પીલાજીશું પરપંચજ કીધો, મનમાં મેલછે ખોટો. રણ. ૫૯
તેણે મન માન્યું મોહનજીનું, મંદીર તો આદરવુંરે;
જગજીવનને જોગ મળવવો, પરમેશ્વરનું કરવું. રણ. ૬૦
કારજ કીધું જાણી વજેર, રતનસીંગને તેડે;
મોહનજીનું મંદીર મોટું, કરતું દીવશ થોડે. રણ. ૬૧
મંદીર કરીને માહારાજને, પધરાવ્યા ત્યાંથી પ્રીતેરે;
સંવત સતર એકાશીમાં, રંગીલો રંગ રીતે. રણ. ૬૨
માણકઠારીએ મેળો કીધો, મોહનને મન ભાવેરે;
વઇષ્ણવ વાજીત્ર લેઈ, સરવે સમાજે આવે. રણ. ૬૩
મોટું મહાતમ જાણીને, જન સરવ દરશણ આવેરે;
ભેટ સામગ્રી શણગાર સારા, સામળીયાને લાવે. રણ. ૬૪
મેળો મહાભારત થયો, તે મંદીરમાં ન માંયરે;
જગજીવનને જોવાને તો, જન ઘણા ત્યાં જાય. રણ. ૬૫
ત્યારે માહારાજે મનસુબો કીધો, મંદીર મોટું કીજેરે;

ઉંચે આશને અમો બેશીને, દરશણ સહુને દીજે.રણ. ૬૬
ત્રાંબેકરને તરત કહ્યું. તે ક્ષણું ન લાગી વારરે;
ડાકોર મધ્યે દોડી આવ્યો, પુનાનો રહેનાર. રણ. ૬૭
આવીને અલબેલા કેરૂં, આરંભ્યુ મંદીરરે;
સલાટ સારા શોધી કેહે છે, વેગે કરજો વીર. રણ. ૬૮
કામ કરતાં કસર ન કરશો, પઇશો પુરો પાડુંરે;
ધન્યનો ધરણીધરનું સરવે, શ્યામ મુરત ગાડું રણ. ૬૯
પાયામાંતો પથર પુરયા, સીસું ઢોળ્યું સારરે;
મોહનજીનું મંદીર કીધું, શોભાનો નહીં પાર. રણ. ૭૦
મહારાજનું મંદીર થયુ. ત્રીજે વાસે તઇયારરે;
પ્રભુજીને પધરાવા તણો, કીધો છે નીરધાર. રણ. ૭૧
સરવ મળીને સામળીયાની, પાસે આવ્યા પ્રીતરે;
મહુરત જોવા મોટા જોશી, તેડાવ્યા રંગ રીતે. રણ. ૭૨
મહુરત જોઇને જોશી કેહે છે, મંદીરમાં પધરાવોરે;
મોટું મહુરત આજ દાહાડો. ફરી ન આવે આવો.રણ.૭૩
અલબેલાજીને ઉચકે પણ બેસે નહી તલમાત્રરે;
વિચારી સહુ વિસ્મે પામ્યા, ગળીયાં સહુનાં ગાત્ર. રણ.૭૪
શું થાશે સામળીયા મોટું. મંદીર મીથ્યા થાશેરે;
તાંબેકર કહે ટેક રાખજો, લજ્જા મારી જાશે. રણ. ૭૫
પુન્ય દાન બહુ પેરે કીધાં, પાતળીયો પધરાવારે;
તોએ પણ મોહન ન માને, મોટે મંદીર જાવા. રણ. ૭૬
સાંજ પડીને સહુ કોઇ થાકયા, કાંઇ ન સુજે વાતરે;
અલબેલાને એમ ગમ્યું કહી, હેઠા પડીયા હાથ. રણ. ૭૭
પ્રભુએ પેરચો પુરવાથી, કાંઇ બોલ્યો આવી વાતરે;
જુગજીવનને જોઇએ ભાઇયો, બોડાણાની જાત. રણ.૭૮
તેના કુળમાં કોઇ હોતો, અલબેલોજી ઉઠેરે;
ખોળ કરીને ખબર મંગાવો, તો ત્રીકમજી તુઠે. રણ. ૭૯

શોધ કરીને શોધી કહાડ્યો, કુળ મધ્યેનો કોઇરે;
જોતામાં જુગજીવન કેરૂં, મન રહ્યું મોહી. રણ. ૮૦
અલબેલાને અંગે અટક્યા, સંગે સઘળો સાથરે;
અંગીકારથી ઉઠ્યા અલબેલો, તે કોઈ ન જાણે વાત.રણ.૮૧
પ્રીત કરી પાતળીઓ લઈને, મોટે મંદીર આવ્યોરે;
સીંઘાસન ઉપર શામળીઓ, હરજી હેતે આવ્યા. રણ.૮૨
સંવત અઠાર અઠાવીશે, પ્રીત કરી પધારયારે;
સહુને સુખ આપ્યુ સામળીએ.અંગે રંગ વધારયા.રણ.૮૩
બોડાણાનું બ્રંદ જણાવા, વંશ બોલાવ્યા વાહાલેરે;
ત્રાંબેકર તેને તેડીને, સરપાવ સારા આલે. રણછોડ. ૮૪
ડાકોર કીધું દ્વારકાં, તે ત્રીકમજી તતકાળેરે;
લવ લવ મારી લેખે લખજો, તમો પિતા હું બાળ.રણ.૮૫
સીંઘાસણની શોભા સારી, આરસનું નહી કામરે;
મધ્યે મોહન તમો બીરાજો, જોવા સરખું ધામ. રણ. ૮૬
ચરણ કમળનું ચીંતવણ કરતાં, ચીંતા ચાત ઓલાયરે;
નેપુરા ઝાંઝર ઘુઘરીઓ. અલબેલા લેવું બલાય. રણ.૮૭
પીતાંબર પીળું છે તેની, કસબની છે કોરરે;
જડીત કંદોરો જોડે શોભે ઘુઘરોનો ઘનઘોર. રણ. ૮૮
કસબી વાઘો કનક સરીખો, પટકો પીળો શોભેરે;
લેહેર કસબની છેડા ઉપર, અલબેલાને ઓપે. રણ. ૮૯
ચારે હાથે ચતરભુજને, કડાં ચુનીઓ બાળારે;
સાંકળી અંગે સારી શોભે, બાજુબંધ નખરાળાં. રણ. ૯૦
આંગળીએ અંગુઠી ઉજ્વળ, વેઢ અને વીંટીરે;
પુંચી સાંકળાં પાતળીયાને, મુખમાં મોરલી મીઠી. રણ.૯૧
મોતી માળા ત્રણ તેવડી, અલબેલાને ઓપેરે;
મોહનમાળા મોટી માંહે, ચરણે જઈને ચોપે. રણ. ૯૨
સોનાની સાંકળીઓ દોરો, ડુગ ડુગીઓ માંહી ઝળકેરે;

સંખ ગદા પદમને ચક્રરે, ચારે હાથે ચળકે. રણછોડ. ૯૩
ગળેબંધ ગળામાં સોહીએ, કાને કુંડળ મોતીરે;
જડાવનું તીલક જદુવરને, અખંડ જોત ઉદોતી. રણ. ૯૪
મુગટ મનોહર માહારાજાનો, જુગમાં ન મળે જોડોરે;
મધ્યે ચુનીઓ ચળકે ઝાઝી, કલંકીનો તારો. રણ. ૯૫
અદભુત રૂપ અકલમાં ન આવે, એક રસના શું ભાખુરે;
અપાર તેનો પાર નથી, હું કેમ કરી ઝાંખું. રણ. ૯૬
જેને જેવા જોઇએ તેને, તેવા અલબેલોરે;
ગવાય તેમ ગુણ એના ગાજો, રખે મુળગો મેલો. રણ. ૯૭
ધન બોડાણા ધીરજ તારી, બળવંતને તેં બાંધ્યોરે;
જોગી મુનીને જેછે દુલભ, તે પ્રભુ તુજને લાધ્યો.રણ.૯૮
ડાસરામાં ઠીક નીકળીઓ, પ્રગણામાં પ્રીતેરે;
દુનિયામાં તેં ડંકો કાધો, ડાકોરમાં રહે રંગ રીતે. રણ. ૯૯
ચાર જુગમાં જાણ ગયો તું, બોડાણો બલીહારીરે;
તન મન ધન તેં ત્રીકમ ઉપર, સરવે નાંખ્યું વારી.રણ.૧૦૦
અલબેલાને અરજ અમારી, એકાંતે તમે કહેજોરે;
અવગુણનોતો આંક નથી,તમો સામળીયાજી સેહેજો.રે.૧૦૧
જો મોહન મનમાં જાણો તો, જુગમાં ન મળે જોડરે;
ત્રાહ ત્રાહ શરણાગત રાખો, રંગીલા રણછોડ. રણ. ૧૦૨
જે જે અવગુણ જોશો તે પ્રભુ, મુજમાં ભરેલા ભરપુરરે;
આળ કરો તો ઉડી જાવું. જેમ આકડાનું તુરે. રણ.૧૦૩
સામળીઆ તમો સામું જુઓ, સ્નેહ ધરી શામરે;
મન ફેરવો મોહનજી મારૂં, સેજે થાએ કામ. રણ. ૧૦૪
ચરણકમળમાંથી ચીતડું મારૂં, તાણીને તમો રાખોરે;
ધણી થઈ ગીરધારી મુજને,તરછોડી ના નાંખો. રણ. ૧૦૫
બેઉ કરજોડી ચરણે લાગુ, સો સો કરૂ સલામરે;
રણછોડને તમો રાખી રહીયા, ખાના જાત ગુલામ.રે.૧૦૬

રાય રણછોડની ગરબો, જે કોઈ ગાશે પુરણ પ્રીતેરે;
તે ઉપર રીઝે રંગીલો, રસબસ થઈ રંગ રીતે. રણ. ૧૦૭
સહુ મળીને સાંભળજો ભાઈ, કહુછું વારંવારરે;
ભુલ્યું ચુક્યું માફ કરજો, કરતા છે કીરતાર. રણ. ૧૦૮
સંવત અઢાર અગનોતેરે, આઠમ આસો માસરે;
કૃષ્ણ પક્ષને રવીવારે, ગુણ ગાય છે રણછોડદાસ. ર.૧૦૯

### શ્રી અંબાજીના મહિના.

કારતક માસે કરૂણા કરો મુજ માતરે; મા અંબાજી.
અલબેલી અંબા સાંભળ મારી વાતરે. મા અંબાજી. ૧
વાત સાંભળીને સમરૂ શ્રી હરી નાથરે; મા અંબાજી.
તારા દરસનની મને મોટી અંબા આશરે. મા અંબાજી.૨
માગશરે માસે મન મળવા અકળાયરે; મા અંબાજી.
તારી ઈછા કરતાં અંબા દિન વહિ જાયરે. મા અંબાજી.૩
દીન વહિ જાયને આશા* મુજને મોટીરે; મા અંબાજી.
તારા રંગ મંડપમાં હું નવ આવી લોટીરે મા અંબાજી.૪
પોસ માસે મુજને મળવા સોસરે; મા અંબાજી.
મુજ રાંક ઉપર શો ધરવો રોસરે. મા અંબાજી.૫
રોસ ન ધરાએ તમેછો દેવી દયાળરે; મા અંબાજી.
જેનું નામ ધરાવે શેવક જન પ્રતપાળરે. મા અંબાજી. ૬
માહા મહિને કાંઈ વરત સાંભળ્યાં તમારાંરે.મા અંબાજી.
મા શું જુઓછો કુડાં કરમ અમારાંરે. મા અંબાજી. ૭
કુડાં કરમની કરણી છે મધનરે; મા અંબાજી.
તારા દર્સનનું મને મોટું અંબા ધ્યાનરે. મા અંબાજી. ૮
ફાગણ માસે ફરી ફરી ઉલટે અંગરે; મા અંબાજી.
રંગભરયાં મનડાં ન કરશો ભંગરે. મા અંબાજી.૯
ભંગ ન કરશો તનડું અમારૂં તલખેરે; મા અબાજી.
પ્રીત અમારૂં ચરણે આવી અટકેરે. મા અંબાજી. ૧૦

ચઇતર મહિને ચીંતા મુજને આઝીરે; મા અંબાજી.
જન્મ ધરી નવ નરખ્યાં અંબા માજીરે. મા અંબાજી. ૧૧
નવ નિરખ્યાં મેં અંબા અકળ સ્વરૂપરે; મા અંબાજી.
વળતાં ક્યાંથી દેખીશ માનાં મુખરે. મા અંબાજી. ૧૨
વૈશાખ મહિને વરસ જાય દેહ નાઠરે; મા અંબાજી.
મા હવે વળતી વેળા રહી છે માઠીરે. મા અંબાજી. ૧૩
વેળા માઠીને માંથે મોટું દુખરે; મા અંબાજી.
વળતાં ક્યાંથી દેખીશ માનાં મુખરે. મા અંબાજી. ૧૪
જેઠ માસે મુજને તેડો ઠેઠરે; મા અંબાજી.
નહી તેડો તો જીવણ જાશે વેઠરે. મા અંબાજી. ૧૫
વેઠ જાશે ને મિથા થાશે જન્મરે; મા અંબાજી.
ભાગ્ય નથી પણ ઓછાં અમારાં કર્મરે. મા અંબાજી. ૧૬
અસાડ માસે અટકે ન ધરીએ મનરે; મા અંબાજી.
તારા દરસન માટે તલસે મારૂં તનરે. મા અંબાજી. ૧૭
તન તલસે ને દયા ન આવે મારીરે; મા અંબાજી.
મા દયાળી દીલથી શું મુકીછો કાઢીરે. મા અંબાજી. ૧૮
શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારીરે; મા અંબાજી.
માજેને ઇછા હોય તે આવે તારે પારેરે. મા અંબાજી. ૧૯
મા સંઘ ભરાયને સઉને ઇછા થાયરે; મા અંબાજી.
મા પાપી હોય તે નિશ્ચે પાવન થાયરે. મા અંબાજી. ૨૦
ભાદરવા માસે શીદને મન ભાવોરે; મા અંબાજી.
તારાં દુર્લભ દર્સન આપી તાપ સમાવોરે. મા અંબાજી. ૨૧
તાપ સમાવોને શીતળ કરો છાંયરે; મા અંબાજી.
શીશ નમાવતાં પ્રાયશ્ચિત પ્રલેય થાયરે. મા અંબાજી. ૨૨
આશોમાસે અરજ સાંભળીને વેહેલીરે; મા અંબાજી.
મા આરાસુરમાં કરો આનંદનીહેલીરે. મા અંબાજી. ૨૩
હેલી કરીને પુરો મનની આશરે; મા અંબાજી.

મા સેવકજનને તેડો તમારી પાસરે. મા અંબાજી. ૨૪
બારે માસ પુરણ કીધા માતરે; મા અંબાજી.
મા વિષમપરી વિસ્વાસન કરશો ઘાતરે. મા અંબાજી. ૨૫
તેરમો મહિનો મહા ઉત્તમ કેહેવાયરે; મા અંબાજી.
મા હરી પ્રતાપે પુરશોતમ સઉ ગાયરે. મા અંબાજી. ૨૬
પુરશોતમ માસે સંઘ ભરાય બહુ ભારારે; મા. અંબાજી
મા ચાચર ઉપર તરતી ચાલે થાળીરે; મા અંબાજી. ૨૭
આરાસુરમાં નિત્યે આનંદ થાયરે; મા અંબાજી.
કર જોડીને બાપો શેવક ગાયરે. મા અંબાજી. ૨૮

શ્રી બહુચરાજીના મહિના.

ચઇતરે ચંત ઘણું બાંધ્યું, નમી નમી બહુચર આરાધું;
મનમારૂં ગોખે જઇ લાધું, શેવોને તમે શંખલપુર રાણા. ૧
વૈશાખે વાતલીયા વાયા, માજીના ઘટતળે આવ્યા;
અંબાજીની મોટીછે માયા, શેવોને૰ ૨
જોતો જુગતી છે સારી, હરીહર બ્રમ થકી ન્યારી;
ગોખ ઉપર જાઉં બલીહારી, શેવોને૰ ૩
અસાડે મેઘ ઘણા ગાજે, છત્ર શીર બહુચરને છાજે;
ગોઘડીયાં તો અદભુતે વાજે, શેવોને૰ ૪
શ્રાવણે સરવડીએ વરશો, માજીને ભજશો તો તરશો;
નીકર તમે અથડાતા મરશો, શેવોને૰ ૫
ભાદરવો ભલીપેરે ગાજ્યો, શોકને સનમુખે થાજ્યો;
બુડંતાં બાવલડી સાજો, શેવોને૰ ૬
આસોમાસે આવી દિવાળી, આવ્યાં છે અંબાને કાળી;
ગરબે રમો મોટાં મહાકાળી, શેવોને૰ ૭
કારતકે કોયલડી બોલે, ના આવે માજીને તોલે;
તે જોતાં ત્રીભોવન ડોલે, શેવોને૰ ૮
માગશર માન સરોવર નાહે, ચાચર આવી ગરબાતો ગાએ;

શેવકની મા કરજો સાહે, શ્રીવાને૦ ૯
પોસે પ્રીત ઘણી ધારી, પાંડવ લીધા ઉગારી;
કઉરવ સરવ ગયા હારી, શ્રીવાને૦ ૧૦
માહે તો મને નથી ગમતું, મન મારૂં રેહે છે ભમતું;
મન મારૂં માળમાં રમતું, શ્રીવાને૦ ૧૧
ફાગણે ફરફરતી હોળી, પેહેરેચા માએ ચરણાને ચાળી;
કેસર બહુ છાંટયાંછે ઘોળી, શ્રીવાને૦ ૧૨
બારે માસ પુરણ કીધા, દહીતને દંડ ભલા દીધા;
દેવતા સઉ ઉગારી લીધા, શ્રીવાને૦ ૧૩
આસો સુદ બીજને બુધવારે, બારે માસ થયા નિરધારે;
વલવની કરજો મા વારે, શ્રીવાને૦ ૧૪

## રાધીકાના મહિના.

કોને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કુણ વાશે;
મહોનો દાણી કુણ થાશે, કે જુમનાં જાવાદો પાણી. ૧ ટેક.
કે માગશરે મનમાહારૂં ગળીયું, કે વિખયા ભાવથકી ટળીયું;
કે જેમ લુણ પાણીમાં ભળીયું. કે જુમનાં૦ ૨
કે પોસે સોસ પડ્યા અમને, વાલાજી શું નમીએ તમને;
કે દીલાસા દીધા છે અમને, કે જુમનાં૦ ૩
કે માહે મકર તણે મ તે, ફુલડોવાં વેરંતો ખાતે;
કે વાલાજી મારા મથુરાંની વાટે, કે જુમનાં૦ ૪
કે ફાગણે ફેર ફરેહોળી, કે આછા ચરણાને ચોળી;
કે ચુંદડી મારી કેસરમાં રોળી, કે જુમનાં૦ ૫
કે ચઈતરે ચતુરાં ચંત ધરતી, વાલાજીના ગુણ ગાતી ફરતી;
કે તારે મારે વ્હાલે કીધી નરતી, કે જુમનાં. ૬
કે વઈશાખે વાવા વાવલીયા, પેર પધારોને નાવલીયા;
કે દુધડે ધોઉ તારાં પાવલીયાં. કે જુમનાં. ૭
કે જેઠે જગજીવન આવ્યા, કે સૌ લોક વધામણી લાવ્યા;

કે વાલા મારા કશુંએ ન કાવ્યા, કે જુમનાં. ૮
કે શાવણે શરવડીએ વરશે, કે નદીએ નીર ઘણાં તરશે;
કે ગ્રેયલડી ટઉકલીઆ કરશે, કે જુમનાં. ૯
ભાદરવો ભલી પેરે ગાજે, સધયર ઘેર વસેણું વાજે;
તેતો મારા રૂદીયામાં દાજે, કે જુમનાં. ૧૦
આસોની રજની અજવાળી, કે સેવ વણું કે સુંવાળી;
વાલા વીના આશી દીવાળી કે જુમનાં. ૧૧
કે રાધા હાથે સોનાની ચુડી, કે રમતાં દીસે છે રૂડી;
કે કુબ્જ સરવે ગયાંછે બુડી, કે જુમનાં જાવાદો પાણી.૧૨

## તુળશીના મહીના.

ધન ધન પાટણ ગામ;
ધન તુળશી તારૂ ઉત્તમ નામ, સાંભળો ગુણવંતા. ૧
અસાડે તુળશી રોપ રોપાવે;
દેવ દામોદરને નિંદ્રા નવ આવે. સાંભળો૦૨
શ્રાવણે તુળશી દોદોરે પાને;
હરખ્યા શ્રી નારાયણ તુળશીને નામે. સાંભળો૦ ૩
ભાદરવે તુળશી લહેરેરે જાય;
કંઠે સોવરાવે શ્રી જાદવરાય. સાંભળો૦૪
આસોએ આવ્યા તુળશી વજુદા;
દેવ દામોદરે ખોળામાં લીધા. સાંભળો૦ ૫
કારતકે તુળશી બાળ કુંવારી;
લગન નારધારીને પરણ્યા મોરારી. સાંભળો૦ ૬
માગશરે માહાવટડે ઠરીએ;
શિયાળે તુળશીની આણા કરીયે, સાંભળો૦ ૭
પોસ માસે પઝારે પોકારે;
તુળશી વીના સુનોરે સંસાર. સાંભળો૦ ૮
મહા મહાને શુધ બુધ ન ભુલે;

તુળશી વિના ત્રીભોવન ડુલે. સાંભળો૦ ૯
ફાગણે ફાગ એલેરે ગોવંદા;
પગરે પાવટડે હરી લલાટ ચંદા. સાંભળો૦ ૧૦
ચઈતરે ચંત બોલે હેડોળા;
હીંચોળે હીંચે શ્રી કરણ ગોરા. સાંભળો૦ ૧૧
વઈશાખે વનસ્પતી મોડી;
ઓળેને બોળે મેં રમત માંડી. સાંભળો૦ ૧૨
જેઠ માસે તુળશી કરમાયાં;
સોળસે ગોપીયો પાણીડાં ચાલ્યાં. સાંભળો૦ ૧૩
તુળશીને ક્યારે ઘીના દીવલડાં;
હરી હરી કરતાં જાય એના જીવડા.સાંભળો૦૧૪
હું તમને પુછુંરે મારી તુળશીરે માતા;
કુણ તારો માતાને કુંણ તારો પીતા.સાંભળો૦૧૫
ધરતી મારી માતાને આભ મારો પીતા;
દેવકી મારો સાસુ ને કષ્ન ભરથાર.સાંભળો૦ ૧૬

### શોભણદાસના મહિના.

કારતકે કોડામણીરે, શિળી પુનમ કેરો ચંદ વાલા;
રાધાજી કરે હરીની વિનતીરે, ચરણે રાખ ગોવિંદ વાલા.૧
માગશરે મેલી ગયારે, પેડે ગયા પરદેશ વાલા;
ભર જોબનમાં ભામનીરે, અબળા બાળે વેશ. વાલા. ૨
પોષ માસે પુછામણીરે, સાંભળ સહીયર વાત વાલા;
શ્રીકષ્ન ચાલ્યા દ્વારકારે, સોળસે ગોપીયોનો નાથ વાલા. ૩
માહા મહિને મન માહરૂંરે, ચીતડું બ્યાકુલ થાય વાલા;
શમણા લાગ્યાં શ્રી રામનારે, દીઠા જાદવરાય વાલા. ૪
ફાગણ માસે ફરકીયારે, વાગે છે તાલ મરદંગ વાલા;
મધુરથી વગાડે વાલો વાંસળીરે, હોળી એલે ગોવિંદ વાલા. ૫
ચઈતરે ચિંતામણીરે, ના આવ્યો નાવલ હાર વાલા;

કોઈ લાવે પીડુની વધામણીરે, આપુ એકાવલ હારવાલા. ૬
વધશાખે વન વેડોયારે, વેડીછે દાડમ દ્રાખ વાલા;
કોયલડી ટઉકા કરેરે, સરવો લાગે એનો સાદ વાલા; ૭
જેઠ મહીનાના રેણુ તપેરે, જેવા ઉનાળાના તાપ વાલા;
લંકામાં જવાળા પરજળેરે, ઉભા રહો રઘુનાથ વાલા. ૮
અસાડ માસ ભલે ઉલટચોરે, થાય વીજળીઓના વેગવાલા;
ભલારે ઊલટીબેની વાદળીરે, વરસ્યા બારે મેઘ વાલા. ૯
આવણુ વરશે સરવડીએરે, નદીએ નીરમળ નીર વાલા;
ભીંજે તે રાણી પદમણીરે, ભીજાય દક્ષણી ચીર વાલા. ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે, શીતળ ચઢ્યો શરીર વાલા;
ગોરાદે ભીંજાયાં ઘર આંગણેરે, પેઉડો ભીજાય પરદેશવાલા.
આસો માસે દીવાલડીરે, સુંદરી સજે શણગાર વાલા;
સોનાવટ ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હાર વા. ૧૨
બારે માસ પુરા થયારે, આવેજો અદકમાસ વાલા;
ગાય સીખીને સાંભળીરે, વિનવે શોભણદાસ વાલા. ૧૩

ગુજરી.

કે કાબુલસે બાદશાહ ચડે ને સારી દીલીકા દીવાનરે,
કે બાદશાહ ઉતરે બાગમાં ને મે કયામસ દેખન જાઉરે.
કે હાથમાંરે લેઉ લાલ માટલી કંસેયણુ હોકે જાઉરે;
કે બાદશાહ ઉતરે બાગમે મેં ક્યામસ દેખન જાઉરે.
કે હાથમાંરે લેઉ લાલ બેડલું પનીયારણુ હોકર જાઉરે;
કે બાદશાહ ઉતરે બાગમાં મે કયામસ દેખન જાઉરે.
કે હાથમારે લેઉ લાલ લાકડી ગોવાળણુ હોકે જાઉરે;
કે બાદશાહરે ઉતરે બાગમાં મેં ક્યામસ દેખન જાઉરે.
કે હાથમરે લેઉ ફુલ છાબડી મે માળણુ હોકર જાઉરે;
કે ફુલફગરનો ઘાઘરો ને સાળુડે કસબી કોરરે.
કે કલ્લાં કાંબીને અણુવટ વીછવા ઝાંઝરની ઝમકારરે;

કે હાથે બાજુબંધ બેરખાંને એની દસે આંગળીએ વેઢરે,
કે કાને કસાફુલ શોભતાં એને કંઠે એકાવળ હારરે;
કે લીલા તે જગનું કાપડું એને જગ મોતીનો હારરે.
કે નાકે તે વાળીઓ શોભતી એને ટીલડી ટપે લેલાટરે;
કે બાજેબાજ મોતી પરોવ્યાં જાણે ઉગ્યો સુરજ ભાણરે.
કે છોટી મટકીમેં દહીંએ જમાયા દુધ લીયો મણ ચારરે;
કે ચલી ગુજરીયાં દહી બેચનકું ચલી બાદશાહકે દરબારરે.
કે અધ્ધર લ્યો કોઈ મહીયર લ્યો કોઈ લ્યો મીઠડાં દુધરે;
કે સાસુરે કેહેવે સુણો બવરીયાં લશ્કરમેં મત જાવરે.
કે દીલ્લી શેહેરકા બાદશાહ તુજે રખે ગોબલ માંહરે;
કે સાસુનાં વાર્યાં ના કરે વહુ મહિ વેચવાને જાયરે.
કે હાટે મોહ્યા હાટ વાણીયાને ચોરે મોહ્યા ચોબદારરે;
કે જે દેખેસો મોહી રહ્યા ને બાદશાહ સરખા મોહ્યારે.
કે ચલી ગુજરીમાં મહી બેચનકુ બેઠી લાલ બજારરે;
કે સીપાઈ બીચારે ચાડી લગાઈ જીવ જાન હુવા હેરાનરે.
કે અપને લશ્કરમે એશી મહીયારીને એસા ન કોઈકા દુધરે;
કે બાદશાહકુતો ખબર હુઈ ને ગુજરી દેખન આયરે.
કે અલીયાં ગલીયાં ક્યા ફીરનાં ગોરી પેઠો પડદા માંહરે;
કે પડદેમે બેઠી મોજ કરો ગોરી ચાવો નાગર પાનરે.
કે અલીયાંરે ગલીયાં બાન ભલી તેરે પડદેકુ લગાદઉ આગરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે કાથ કથીરમાં ક્યા પેહેરનાં ગોરી પેહેરો સોના શેરરે;
કે કાથ કથીર મેરે બાહોત ભલા તેરે સોને લગા દઉ આગરે;
કે હીંદવાણી તું હરામ જાદી, બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે કાળી કામળમાં ક્યા [illegible]નાં ગોરી પેહેરો દક્ષણી ચીરરે;

કે કાળી કામળ મેરે ઓત ભલી તેરા ચીરકુ લગા દઉ આગરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે ઘેંસ છાશમે ક્યા ખાનાં ગોરી ખાઓ નાન પલાવરે,
કે નાન પલાવમેં ક્યા ખાનાં મેરા હિંદુકા અવતારરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે શુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે મકના હાથી અજબ બના ગોરી હાથી દેખન આવરે;
કે તેરે હાથીમાં ક્યા દેખનાં મેરે ઘેર ભુરી ભેંસરે.
કે ટંકે સવામણ દુધ કરે તેરા હાથીથી ભલેરી મેરી ભેંસરે;
કે દહી દુધકી નદી ચલાવું માંખણકી બાંધુ પાળરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે મેરા કુંવર અજબ બના ગોરી કુંવરી દેખન આવરે;
કે તેરે કુંવરમાં ક્યા દેખનાં મેરા ગાયુકા ગોવાળરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે મેરી સોલસે રાણીઓ ખુબ બની તે રાણીઓ દેખન આવરે;
કે તેરી રાણીઓમાં ક્યા દેખનાં મેરી પાણી ભરે પનીઆરરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે મેરા ઘોડા અજબ બના ગોરી ઘોડા દેખન આવરે;
કે તેરે ઘોડેમાં ક્યા દેખનાં મેરે ઘેર ગવરી ગાયરે,
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે મેરી મુછો અજબ બની ગોરી મુછો પર મોહી આવરે,
કે તેરી મુછોમે ક્યા દેખનાં મેરા બકરે જેસા પુંછરે,

કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે કીયું તમારૂં સાસરૂં અને કીયા પુરૂશ ઘેર નારરે,
કે ઘઢ ગોકળ મારૂં સાસરૂં ને ચંદા પુરૂષ ઘેર નારરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે કોણ દેશકી ગોવાળણીને શું છે તારૂં નામરે,
કે ધડમાંડવની ગોવાળણી ને મેનાં ગુજરી નામરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે છોટી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા કયા હોય મુલરે,
કે છોટી મટકીકા મુલ કરૂં તો તેરો સુધબુધ જાવે ભુલરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહાકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે દુસરી મટકીકા મુલ કરો ને ગોરી ઉસકા કયા હોય મુલરે,
કે દુસરી મટકીકા મુલ કરૂં તેરી સોળસે રાણીઓ દુલરે;
કે સોળસે રાણીઓ સજ કરૂં તેરા કોઈના લેવે નામરે,
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે તીસરી મટકીકા મુલકરોને ગોરી ઉસકા કયા હોયમુલરે;
કે તીસરી મટકીકા મુલ કરૂં તેરા મકના હાથી દુલરે,
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે ચોથી મટકીકા મુલ કરો ગોરી ઉસકા કયા હોય મુલરે;
કે ચોથી મટકીકા મુલ કરૂં તેરી સારી દીલી દુલરે,
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,

કે તેરા રૂપ તો કીને દીયા જાણે સોની ઘડે સોનારરે;
કે અલ્લામીયાંને મેરા રૂપ દીયા મેરા કરમ કરે કીરતારરે;
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે ગલબલગલબલ ક્યા બોલતી ગોરી બોલો સમજક બાતરે
કે અકડછકડ ગોરી ક્યા બોલતી કાંઈ છકડ લગાઉ દોચારરે,
કે તું નવ જાણીશ એકલી મારા ગુજર ચઢે નવ લાખરે;
કે હિંદવાંણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે માર તમાચા ઉડ જાય પઘડી મુછડા હો જાય લાલરે,
કે ટકેટકે તેરા ટટુ બેચાઉં દમડીકા દસ ઊંટરે,
કે ટકેટકે તેરી ઢાલ વેચાઉં દો કોડી તરવારરે;
કે બાદશાહકુ તો ધુસ્સા લગા ને ડાલી બેડી માંયરે.
કે હાથે ડાલીરે હાથ કડીયાં ને ઉસકુ હાથીપર બેઠલાવે,
કે હાથી કે હોદેપર બેઠી ઉસકા કોઈ ન લેવે નામરે,
કે બ્રાહ્મણ વીરા વીનવું તને આલું હઈયાનો હારરે,
કે કાગળ લઈને આલજે મારા હીરીયા દીયરને હાથરે;
કે હીરીએ કાગળ વાંચીયો ને ગુજરી પડી બેડી માંયરે,
કે ચંદે કાગળ વાંચીયો ને ગુજરી પડી બેડી માંયરે;
કે છો પડી ભાઈ પડવા દ્યો કાંઈ એવી લાવીશું બે ચારરે,
કે તાણી બાંધોને ભાઈ ઢાલતરવારોને તાણી બાંધો હથીયારરે.
કે ગુરા હોયસો સાથ ચલો ને નહી કાયરકા કામરે,
કે કેસરીયા ભાઈ વાઘા પેહેરોને હો જાવ લાલ ગુલાલરે;
કે ત્યાંથી હીરીઓ દોડીયો તે ગયો ઘોડાની પાસરે,
કે તાંણીને બાંધો તંગડીને ઢીલી મેલો લગામરે,
કે દીલી જીતીને ઘેર આવું તો રેવંત મારૂં નામરે;
કે હીરીયો ઘોડે એકજ ચઢ્યોને ગુજર ચઢ્યા નવ લાખરે.

કે ચંદો ઘોડે એકજ ચઢ્યોને ગુજર ચઢ્યા નવ લાખરે,
કે હીરીએ ઘોડો એડીયોને ઘોળી મારયા પચાસરે,
કે લેજે ભવાની ભોગ આતો ગુજર કેરા રોગરે.
કે ચંદે ઘોડો એડીયોને જાય દીઠી મેદાનરે,
કે હીરીયો પેઠો શેહેરમાંને વાણીયા નાઠા જાયરે;
કે ચંદે ઘોડો એડીયોને કંદોઈ નાઠા જાયરે.
કે તોપોકી ધમરોળ હુઅને હુવા અંધારા ઘોરરે,
કે બાદશાહકુ તો ખબર નહીંને રઈયત નાઠી જાયરે;
કે સુતો બાદશાહ જાગજે તારે નગરે પડ્યો ભેકારરે.
કે સુતો બાદશાહ જાગીયો ભાઈ કયા હોતા ધમરોળરે,
કે સુતો બાદશાહા જાગીયોને મુગલ ચઢ્યા બાગું લાખરે;
કે ત્રાંબાની નોબત ગણગણેને ઢમકે વાગ્યાં ઢોલરે.
કે ફાગણ સુદ ચઉદશને દાહાડે મામલો મચ્યો જોરરે,
કે ગુજરી રહીને બોલીયાંને બોલી એકજ બોલરે;
કે હીરીયો પેહેરે કાંચળીને હથીયાર મુજને આલરે.
કે બાદશાહા સાથ એસી લડું મેરા જુગમાંહો જાય નામરે
કે તરવારે તાળી પડે ને બરછી ચાવે પાનરે;
કે અગાડી પછાડી દેરા તાણો ને બીચમે રખો મેદાનરે,
કે વચમાં રાખો ગુજરી, ભાઈ જે જીતે લેઈ જાય રે;
કે હરીઆને ચંદીઓ બોલીઓરાજા સાંભળો અમારી વાતરે.
કે પેહેલો તે ઘાવ વળી તમે કરોને અમે તમારી રૈયતરે;
કે પેહેલો તે ઘાવ બાદશાહે કીધો ગુજર લશ્કર માંયરે,
કે હીરીયોને ચંદીઓ ધુસે થયા જેમ બકરામાં પડીયા વાઘરે.
કે તલવારોની તાળી પડીને લોહીનો વરસ્યો મેઘરે,
કે તમારી ગુજરી તમને સોંપી ગુજરી હમારી બેનરે;
કે ત્યાંહાંથી ગુજરી ચાલીયાંને ગયાં સાસુને ઘેરરે;
કેસાસુ મેહેણાં બોલીયાં વહુ જાઓ બાદશાહાને ઘેરરે,

કે આ વહુયરને જવા દોને બીજી પરણાવું કાલરે;
કે આ વહુયરને જવા ન દેઉં મારા ગુજરનો પત જાયરે,
કે ત્યાંહાંથી ગુજરી ચાલીયાં ને ગયાં નણંદને ઘેરરે;
કે નણદલ મ્હેણાં બોલીયાં ભાભી જાવ બાદશાહાને ઘેરરે,
કે ત્યાંહાંથી તે ગુજરી ચાલીયાં ને ગયાં તે પાવાઘઢરે;
કે પાવા તે ગઢમાં અલોપ હોગઈ મહાકાળી કેહેવાયરે,

## મીસરી.

કે આઠ કુવા નવ વાવડીજી સોલસે પનીહાર,
ઉસમે કુન ગોરા પતલી એ મીસરી;
પતલી કમર લમે બાલ. ૧

કે ઘાટ ઘડુલા રેંટીઓજી પીળી લાલ ગુલાબ,
કાતનવાળી પતળી એ મીસરી;
લળી લળી નાંખે તાર. ૨

કે એડીની ગેડી કરૂં જી કેડ્યોની કરૂં કમાન,
નયણાના કરૂં બે ભાલકા એ મીસરી;
પાડું ચતુર સુજાણ. ૩

કે ચતુર પુરૂષની ગોરડીજી હશી હશી ઉત્તર દેશ,
મુરખ પુરૂષની ગોરડી એ મીસરી;
રોઈ રોઈ ઉત્તર દેશ. ૪

કે હસ્ત જોબન અસતજી રૂપે તો કાજલ હો જાય,
એસા પીયારો મારો સાયબો એ મીસરી;
સાંજ પડે ઉઠ જાય. ૫

કે દાહાડમ સુકાય દાહાડીએજી ઘેર સુકાય ઘરનાર,
બાપ ઘેર સુકાય બેટડી એ મીસરી;
હેણા પુરૂષ ઘેર નાર.

કે રાજવણ બેઠી રાજમેંજી ખમે ઉઘાડા કેસ,
ઈસ જોબન કે કારણે એ મીસરી;

દીલી એકાતી લશ. ૭

કે તેરી દીલીને મેરા આગરાજી તેરે મેરે કાયકાસ્નેહ,

તેં ચમકાવી વીજળી એ લોભીડા;

મેં વરસાવ્યો મેહ. ૮

કે ઘરના ઘોડા ચઢેજી નગર લીઓ કેમ જાય,

કેઈ મારી સાહેલીએ ભોળવ્યો હો મીસરી;

નીત્ય ઘર ભુલી જાય. ૯

કે હાથના હથવારા કરૂંજી નેણુસે લીઓરે બોલાય,

સમજાવ્યો ન સમજે એ મીસારી;

મુરખ બડોરે ગુમાર. ૧૦

કે પાલણપુર દીવડો બળેજી કાજળ પડેરે સ્નેહ,

આંજન વાળી પતળી એ મીસરી;

મુલક બણી મેવાડ. ૧૧

કે કોયલને કેમ મારીએજી આંબાની રખવાળ,

મારો હરામી સુડલો એ મીસરી;

અણ ચાખ્યાં ફળ ખાય. ૧૨

કે ગોરીને કેમ મારીએજી સેજોની રખવાળ,

મારીએ હરામી સાયબો એ મીસરી;

સેજ પરાઈ જાય. ૧૩

કે માણેકચોક કે બજાર મેંજી બેકાય લાલ કમાન,

બેચનવાળા ઘર નહી એ મીસારી;

કીસપર કરૂં ગુમાન. ૧૪

કે માણેકચોક કે બજાર મેંજી હીરાલાલ બેકાય,

ચતુર હોય સો મુલવે એ મીસરી;

મુરખ ફેરા ખાય. ૧૫

કે નદી કીનારે સાકેઆ મુડદાં જલેજી ધુવા ન પ્રગટ હોય,

ગયાં ન જોબન સાંપડે એ મીસરી;

મુવાં ન જીવે કોય. ૧૬
પ્રીત કરી ઊંચથીજી સદા નમાયો જાય,
નીચથી કયા કરે પ્રીતડી એ મીસરી;
સદાય મેણાં ખાય. ૧૭
કે કંકણ કુવો ગોડાવીઓજી રેંટ ફરે મેવાડ,
સાચનવાળો પાવાઘડ વસે એ મીસરી;
જેનો ચંપો પીએ ઘડનાર. ૧૮
કે પ્રીત કરી દો જણેજી માળીને રંગરેચ,
રંગરેચ લાવે ચુંદડી એ મીસરી;
માળી લાવેરે ફુલ. ૧૯
ફુલ મેં કયા પેરનાજી ધુપ પડે કુમલાય,
ભલી બિચારી કલીઆં એ મીસરી;
સાંજ પડે ખીલ જાય. ૨૦
ચુંદડી મેં કયા પેહેરનાંજી બુંદ પડે રંગ જાય,
ભલો બિચારો સાલુડો એ મીસરી;
ધોએ ધોએ રંગ રહે. ૨૧
કે ખેતર હોય તો ખેડીએજી ડુંગર ખેડ્યા ન જાય.
કુવા હોય તો ગાળીએ એ મીસરી,
સમુદ્ર ગાળ્યા નવ જાય. ૨૨
કે કાગળ હોય તો વાંચીએજી કરમ વાંચ્યા નવ જાય,
ત્રાગ હોય તો તોડીએ એ મીસરી;
પ્રીત તોડી કેમ જાય. ૨૩
કે મારા ઠાકોરનો ઘોડીલોજી દીઠો કલાલને હાટ
દારૂડાનો છાકયો મારો સાયબો એ મીસરી;
ગયો કલાલને હાટ, ૨૪
કે નહી તારા સાયબાને ભાળ્યોજી નહી મેં લીધોરે બોલાય,
દારૂડાનો છાક્યો તારો સાહેબો એ મીસરી;

આવ્યો કલાલને હાટ. ૨૫
કે મારા ઠાકોરની મોજડીજી દીઠાં કલાલને હાટ,
દારૂડાનો છાકચો મારો સાયબો એ મીસરી,
ગયો કલાલને હાટ.

## રણછોડજીના સાત વાર.

આદીતે આનંદ સર્વપર કહુંછુંરે, મારે ગીરધર શું ઘરવાસ વ્રજમાં રહુંછુંરે; સોમે પામ્યા સુખ શીતળ ફળીયારે, શ્રી નંદજીનોલાલ સુજને મળીયારે. આ મંગળે મન હેત હરી શું લાગ્યું રે, આ રૂદય કમળનું બાણ હઇયે વાગ્યુંરે. આ બુધ આવ્યો શુદ્ધ જોવા જઇએરે, આ છાની કરીએ ગુજ વાહાલા થઇએરે. બ્રહસ્પતી ગુરૂ પરતાપ સુખ છે સહુનેરે, આ સખી ઘણો આનંદ રાધા વહુનેરે. શુકરનો સરેવ બોલ સહુને ગમતારે, આ લેતા તાલી હાથ રજની રમતારે, આ શનીશ્ચરે સંદેસો હરીને કાહાવ્યોરે, આ જોગ બન્યો છે આજ રમવા આવોરે, આ સાત વાર જે ગાય નરને નારીરે, તેનો વઇકુંઠ વાસજ થાય દેતમોરારીરે.

## રણછોડજીની તથો.

સખી પડવે પુરણ બ્રમ, જે કોઇ જાણેરે;
રૂડા રણછોડજીનો ધરમ, વેગે વખાણેરે.
સખી બીજે બોડાણોજી, બોલ કહેછે એવારે;
રાખશો તો રેહેશ તોલ ઉપજે એવારે. ૨
સખી ત્રીજે તુળશીનાં વન, પ્રભુજીને પ્યારાંરે;
હાથમાં વાવે હરીના જન, શોભે સારારે. ૩
સખી ચોથે ચાલ્યા જાય, વસમી વાટેરે;
રૂદયામાં રણછોડ રાય, મળવા માટેરે. ૪
સખી પાંચમે પખ્યા પંથ, તડકા તનમાંરે;
સેવા કરે હરીના જન, મારા મનમાંરે; ૫

સખી છઠે તે છાપાં અંગ ધણીનાં ધરીયાંરે;
રાખો રૂદીયા સાથે રંગ, હવે મન ઠરીયારે. ૬
સખી સાતમે સુંદર શ્યામ, મોહન મળીયારે;
હુંતો આવીશ તમારે ગામ, ફેરા ફળીયારે. ૭
સખી આઠમે જોડી વેહેલ, બળવંત બેઠારે;
પુરવ દેશમાં કરી મેહેર પંથમાં પેઠારે. ૮
સખી નુમે નમ્યા જાય, આણી રાત્રેરે;
શેવક સુતા સાંગી માંહી, હરી રથ હાંકેરે. ૯
સખી દશમે આવ્યા ડાકોર, હરજી રશીયારે;
તે ઠેકાણે ઠાકોર, વ્હાલો મારો વશીયારે. ૧૦
સખી એકાદશીના દન, ગુગળી ઘેરચારે;
મધ રાતે આવ્યા માહારાજ, હેરણુ હેર્યારે. ૧૧
સખી બારશે બાંધ્યાછે માલ, શેવકથી છાનારે,
સોનું તો સવાવાલ, પુંજીમાં પામ્યારે, ૧૨
સખી તેરશે ગુગળી ઘેર, પાછા ફરીયારે;
મધરાતે આવ્યા માહારાજ, કારજ સરીયારે. ૧૩
સખી ચઉદશે ચરણામૃત, પ્રેમ પીધારે;
હરી કઠણ થયા નંદલાલ, સંદેસા ન કીધારે. ૧૪
સખી પુનમે પુજા થાય, શોભા સારીરે;
દરેસન કરવા જાય, નરને નારીરે. ૧૫
સખી પંદર તથો સાત વાર, જે કોઈ ગાશેરે;
તેને મળશે દ્વારકાનો નાથ, વઇકુંઠ જાશેરે. ૧૬

## પંદર તિથીયો.

સખી પડવે તે પંથે ચાલ્યારે, મહા વનના તે મારગ ઝાલ્યારે;
સાથે સીતાને લક્ષ્મણ બાળા, રઘુપતિ રામ રૂદેમાં રેહેજોરે. ૧
સખી બીજે મઢીમાં બીરાજેરે, જેવાં નદીયો તણાં નીરમાજેરે;
રામ મેલી ગયા રૂડું રાજ, રઘુપતિ રામ રૂદેમાં રેહેજોરે. ૨

સખી ત્રીજે તે વનની ઝાડીરે, દશફળ મંગાવેછે દહાડીરે;
સારી સોભે સીતાજીની વાડી, રઘુપતિરામ રૂદેમાં રેહેજોરે. ૩
સખી ચોથે કેવડીયો મેહેકેરે, ફાલ્યો ફુલ્યોને મોઘરો મેહેકેરે;
એવી લીલી લટાઓ લેહેકે, રઘુપતિરામ રૂદેમાં રેહેજોરે. ૪
સખી પાંચમ પોપટ પાળ્યોરે, પાંખ લીલીને કાંઠલો કાળોરે;
મુખે રામ ભણંતો ભાળ્યો, રઘુપતિરામ રૂદેમાં રેહેજોરે. ૫
સખી છઠે છેતરવાને આવ્યોરે, કુડોકપટીરાવણ સાથેલાવ્યોરે
એ મુખનો મરઘ બનાવ્યો, રઘુપતિરામ રૂદેમાં રેહેજોરે. ૬
સખી સાતમે શ્રીહરી સમર્યારે, વાડીમાંથી ઉડાડ્યાછે ભમરારે,
કુંખ સાહીને ઉપાડ્યાછે ડમરા, રઘુપતિરામ રૂદેમાં રેહેજોરે. ૭
સખી આઠમે એને નિહાળ્યોરે, ધનુષ્ય ધરીને મૃગલો માર્યોરે;
મૃગ મરતી વખતે પોકાર્યા, રઘુપતિરામ રૂદેમાં રેહેજોરે. ૮
સખી નોમે તે નાંખ્યો તીરરે, જઇ વાગ્યો મૃગ શરીરરે;
વારે ધાર્યો લક્ષ્મણવીર, રઘુપતીરામ રૂદેમાં રેહેજોરે. ૯
સખી દશમે કહે લક્ષ્મણનેરે, બેની વીરો બોલાવેછે તમનેરે;
આડી આણ દીધીછે અમને, રઘુપતીરામ રૂદેમાં રેહેજોરે. ૧૦
સખી એકાદશી અપવાશીરે, લંપટ લેવાને લાગ તપાશીરે;
રાવણ શીતાને લઇ ગયો નાશી, રઘુપતી રામરૂદેમાં રેહેજોરે. ૧૧
સખી બારશે હનુમાન બળીયોરે, થેકી સમુદ્રને પાર ઉતરીયોરે
જઇ જોગ માયાને મળીયો, રઘુપતી રામ રૂદેમાં રેહેજોરે. ૧૨
સખી તેરશે ત્રંબાળું ભાગેરે, હાક હનુમાન કેરી વાગેરે;
લહાય લંકાં તે ગઢમાં લાગે, રઘુપતી રામ રૂદેમાં રેહેજોરે. ૧૩
સખી ચઉદશે ચીત્ત વિચારીરે, ફોજ વાંદરાની રચી સારીરે;
રામે રાવણને નાંખ્યો મારી, રઘુપતી રામ રૂદેમાં રેહેજોરે, ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કઉશલ્યાને મન ભાવ્યા, રઘુપતી રામ રૂદેમાં રેહેજોરે.
સખી પંદર તથા થઇ પુરીરે, એમાં એકે નથી અધુરીરે;

આત્મારામની વાણી મધુરી, રઘુપતી રામ રૂદેમાં રેહેજોરે.૧૬

પંદર તથો.

પુનમે અમને પુરણ દરેસન દેજોરે છોગાળા,
દયા કરી મારી દેહનાં દુખડાં ખોજોરે મોરલીવાળા. ૧
પડવે આવી પકડો મારી બાંયરે છોગાળા;
કાંઈ સત ગુરૂની શીતળ રાખો છાંયરે મોરલીવાળા. ૨
બીજે મારાં બાળક બુધી કાપોરે છોગાળા;
દયા કરી મારી દેહનાં દુખડાં ભાંગોરે મોરલીવાળા. ૩
ત્રીજે હુંતો તતપર થઈને બેઠીરે છોગાળા;
ગોરી જાતીતીને મુજને લાગી મીઠીરે મોરલીવાળા. ૪
ચોથે ચતુરા શું ગયાછો ચુકીરે છોગાળા;
કાંઈ લેહ લાગી મેં લાજ સરવની મુકીરે મોરલીવાળા. ૫
પાંચમે પુરણાવરતી કેહેવાયરે છોગાળા;
મુજ હરી વીના તો ઘડીએ ના રેહેવાયરે મોરલીવાળા. ૬
છઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે છોગાળા;
મુજ પ્રતિવરનાનાં કારજ કરવાં પડશેરે મોરલીવાળા. ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે છોગાળા;
કાંઈ મોરલીને શબ્દ હીડુધું માતીરે મોરલીવાળા. ૮
આઠમે અવતરીયા અંતર જામીરે છોગાળા;
જાદવકુળમાં જન્મ્યાછો અંતર જામીરે મોરલીવાળા. ૯
નુમે કરવા નરેપતનાં કામરે છોગાળા;
મુજ મેંગળવાશી ગયા મથુરાં ગામરે મોરલીવાળા. ૧૦
દશમે દાવાદળ આવી કોપ્યોરે છોગાળા;
કાંઈ મામો કંસ મારીને રણથંભ રોપ્યોરે મોરલીવાળા.૧૧
એકાદશીના પડદા આવી ખોલોરે છોગાળા;
કાંઈ અંતરજામી અમ સંગાથે બોલોરે મોરલીવાળા. ૧૨
બારશે વંદરાવન રસતો છુટોરે છોગાળા;

મુજ અપુસ જીવને શું મેલીછો વીસારે મોરલીવાળા. ૧૩
તેરશે કાંઈ ચરણ કમળ પ્રીત લાગ્યુરે છોગાળા;
કાંઈ જનમો જનમની ભગતી તમારી માગુરે મોરલીવાળા.
ચઉદશે કાંઈ ચરણ કમળની દાશીરે છોગાળા;
મુજ મંગળવાશી ગયા મથુરાં નાશીરે મોરલીવાળા. ૧૫
અમાંસે કાંઈ ધરણીધર કેહેવાયરે છોગાળા;
કાંઈ નદસઈ મેહેતા ગુણ તમારા ગાયરે મોરલીવાળા.૧૬

## પંદર તીથીઓ.

પડવાની પણ પ્રીત ગતમત ભુલીરે મારા હરી વિના એક વાર સરવે સુનારે, બીજે બાળે વેશ રહ્યું બાળીરે આ ઘરમાં કેમ રેહેવાય વાગે તાળીરે; ત્રીજે ત્રીભોવનરાય રાજ પધારોરે હરી આવીને આપણે ઘેર હેત વધારોરે. ચોથે ચતુરા નારે ચંચળ ચાલેરે; પેલો વડોદરાનો વઈદ ટુકડાં ટાળેરે.પાચમના પડદા હરી શું રાખ્યારે મારે પ્રેમરસ પીવા કાજ હરી રસ ચાખ્યારે; છઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે મારી પેલા ભવની પ્રીત આવી મળશેરે, સાતમના સંતાપ હરીશું અમનેરે આ શું કહીએ મહારાજ લાજ નહી તમનેરે. આઠમે ઓછવ થાય હરી હાય હેલીરે મારે સોળ ગોપીનો સાથ રમવા ધેલીરે, નોમે નમેરા નાથ નમેરા ના થઈએરે, આ ગોકુળીયું મેલી મથુરાં ના જઈએરે. દશમ દીન રાત દેહી મારી દાજેરે ઘેર નાવલીયો રીસાય તે ઘણું સાલેરે. એકાદશીનાં વ્રત મારે કરવાંરે શ્રી જમનાંજીનાં ધ્યાન મારે ધરવાંરે. દ્વાદશીને દાહાડે દરસન દેજોરે, મારા સામળીયા ભગવાન સનમુખ રેહેજોરે. તેરશના લો તંન અમારા ટુટ્યારે, આ હરીહરી કરતાં હોઠ અમારા સુકયા. ચઉદશે તો ચતુર નર સુજાણરે, ઘેર રાધા સરખી નાર

શું રીસાવારે. પુનમે તો પંદર તથો થઈ કહાવેરે, મને સેજલડીએ સુતાં નીંદ્રા ના આવેરે.

### પંદર તથો.

હરીહઠ મેલને રાધે, મેરીસંગ બોલને રાધે;
અબોલા બોલને રાધે, ગુંગટડાં ખોલને રાધે;
કહ્યા મેરા માનને રાધે. ટેક

પડડે મોરી સાહેડલી, પેઉજી વાડીએ જાય,
પેઉજી લાવે દાડમ, ગોરી છોલીને પેઉજી ખાય;
હરીહઠ મેલને રાધે.

બીજે મોરી સાહેલડી, બાળોજ ઉગ્યો ચંદ;
દાડમ કેરે દેવડે ગોરી આશા માંડ્યો ફંદ;
હરીહઠ મેલને રાધે.

ત્રીજે મોરી સાહેલડી, તરીયાજ વારોવાર;
આશું ભુલી સુંદરી, ભુલી કંકુને કાજળ સાર;
હરીહઠ મેલને રાધે. ૩

ચોથે ચમકતી મેં સુણી, જોબન બાળે વેશ;
ભરજોબનમાં એકલી, જેના પેઉજી ગયા પરદેશ. હરી. ૪
પાંચમે મોરી સાહેલડી, પંથ પલંગ કંથ દુર;
ભરજોબનમાં એકલી મારૂં જોબન જાય ભરપુર. હરી. ૫
છઠે મોરી સાહેલડી, છઠીજ વારોવાર;
પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું હારોહાર;
હરીહઠ મેલને રાધે. ૬

સાતમે મોરી સાહેલડી, સાતેજ કીધો સ્નેહ;
ચોમાસાની રત ચીકણી, ઝીણા ઝરમર વરસે મેહ,
હરીહઠ મેલને રાધે. ૭

આઠમે મોરી સાહેલડી, આઠેજ જોડા જોડ;

પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું મોડામોડ;
હરીહઠ મેલને રાધે. ૮

નોમે મોરી સાહેલડી, નવલાંજ પેહેરૂં ચીર;
દીપક લઈ બેઠ ચડું, મારે નયણે વછુટ્યાં નીર;
હરીહઠ મેલને રાધે. ૯

દશમે મોરી સાહેલડી, દસરા પુજવા જાય;
પુજ્યા તે નર પામીયા, મારો રાય જાદા ભરથાર;
હરીહઠ મેલને રાધે. ૧૦

અગીયારશે મોરી સાહેલડી, મેં કીધી શીવરાત;
પરોડીએ ઉઠી પારણાં કરૂં. મને કૃષ્ણ જોવાની ઘણી ખાંત;
હરીહઠ મેલને રાધે. ૧૧

બારશે મોરી સાહેલડી, બારજ બાંધ્યા બંધ;
કસનારા નર કશી ગયા, એતો કદીએ ન છુટે બંધ;
હરીહઠ મેલને રાધે. ૧૨

તેરશે મોરી સાહેલડી, વાદળ વાધ્યો રંગ;
ઓરાડની મુળી એકઠે, મને ડશીયો કૃષ્ણ ભોરંગ;
હરીહઠ મેલને રાધે. ૧૩

ચઉદશે મોરી સાહેલડી, પાસા લીધા હાથ;
મેં જાણ્યું જે પડશે પાધરા, એતો પડીયા છે બારે વાટ;
હરીહઠ મેલને રાધે. ૧૪

પુનમે મોરી સાહેલડી, પુરીજ કરજો આશ;
મેં જાણ્યું જે હરી આવશે, હવે થઈ બેઠીશું નીરાશ;
હરીહઠ મેલને રાધે. ૧૫

## કજોડાનો ગરબો.

મારારે સ્વામી બોલોને વહાલા એ રાગ,
મારારે સ્વામી મારાથી છોટા,
કહે ક્યારે થશે મોટા.

બાળપણામાં પરણીને હરખી,
પરણ્યા નેરણી વીના હુંતો પરખી; મારારે. ૧
કજોડાની કહાણી સુણી ડરતી,
સમાઈ જઉ માગ જો દે ધરતી; મારારે૦ ૨
પતી પેહેરી પોતડી નવ જાણે,
કહો એની પરણી શું સુખ માણે; મારારે. ૩
ચતુરા હું ચઉદ તણી પુરી,
ન્હાનો નાથ નવનો મરૂં ઝુરી; મારા. ૪
કજો કાઢી જાણે નહી કદી.
કાપે મારા કાળજડાં ભેદી; મારારે. ૫
સહુ સખી સાન કરે સાથે,
કજોડાની બારજા કહી બાળે; મારારે. ૬
સખી મારે કરમે કજોડું છે,
તેથી આખા જગમાં વગોણું છે; મારારે. ૭
કહે દુઃખ અંતર ક્યાં કહીએ,
ક્યાં સુધી મહ્યરમાં રહીએ; મારારે. ૮
મા બાપોએ જોડું નવ જોયું,
જોબન મારૂં એળે તે ખોયું; મારારે. ૯
સેજે પાસુ મરડીને સુવે,
અકુરે અંગ બાળાવું રૂવે; મારારે. ૧
મળ્યો મને નાવલીઓ નાનો,
રડું કેમ કરીને રાખું છાનો; મારારે. ૧૧
આગ્ની આજે કાળ મારે કરવો,
સંકટ સમે દોષ તે નવ ગણવો; મારારે. ૧૨
મારી ભેટ આખરની જાણી,
ભેટી લે તું પ્રેમ પ્રીયા આણી; મારારે. ૧૩
જીવો ઝાઝા દીવશ તમે જગમાં,

મારે હવે એના તો સ્વપનાં; મારારે. ૧૪
અરેજ આ તું આલી ઉર ધરજે,
જાહેર સઉને મારૂ દુઃખ કરજે; મારારે. ૧૫
ફુળોડાંથી કષ્ટ ઘણા રહે છે,
ફુળોડાંની આંખે આંસુ વ્હે છે; મારારે. ૧૬

## અંબાજીની સ્તુતી.

શેઠ સગાળસા સાધુને શેવે, વાણીયો પાળે વ્રત. એ રાગ.
બેડો બાઈ બુડતો તારોરે, અંબે આઈ પાર ઉતારોરે; ટેક
આ ખેપે હું તો ઘણું કમાયો, ભર્યો અનગળ માલ;
મધ્ય દરિયા વચે તોફાન લાગ્યું, શારે થશે હેવાલ. બેડો૦૧
ખલાશીયાતો ખડબડ કરેછે, માહા જુલમ મન માંય;
માલ ધણી વિમાશી રહ્યો છે, ડોલ્યું દરિયા માંય. બેડો૦ ૨
મધ્ય દરિયા વચે ડોલ્યું માતાજી, વહાણછે નથી વિશ્રામ;
એક નામનો આશરો તમારો, કરો શેવકનાં કામ. બેડો૦૩
ઊંચુ જોઉ તો આભ માતાજી, નીચું જોઉ તો નીર;
બાળા શક્તી મારી અરજ સાંભળજો. સાજનં રાખો શરીર બે૦૪
કુવાયરાના લેહેરો લાગીને, મોજો તણી શી વાત;
અપશુકનની આ વેળા આવીછે, ધાઓ ધાઓ અંબે માત. બે.
હાથેથી હવે નેજા છુટ્યા, શઢ પણ ડંડા તોડ;
અત સમાની આ વેળા થઈ હવે, મોટ ભાલેછે મોડ. બે૦૬
ડુંગરીએ તો દવ લગાડેલો, પુરણ કીધેલાં પાપ;
એક પોહોરથી સ્તુતી કરૂંછું, આવોને આપો આપ. બે૦ ૭
અડધું વહાણ મે અરપણ કીધું, સાક્ષિ ઊંચો આભ;
આ અવસર આરાસુરી આવો, નથી ખાવો મારે લાભ. બે૦૮
જગત જનેતા સ્તુતી સુણી થયાં, વાઘ ઉપર અસ્વારે;
ઝાઝ ઉપર જઈ ત્રીશુળ ઝપાટ્યુ, તારયું તે જળ મોઝારે. બે૦૯
વેહેપારીઓ તે અચરજ પામ્યા, આવ્યું મનમાં વ્હાલ;

કરજોડી રેવા ભગત ભણેછે, અરપી દીધો બધો માલ. બ૦ ૧૦

---

## દાણ લીલા.

અલ્યા કાનજી તું ક્યારનો ઘેલો થયો જો, તું તો શેનું માગેછે
દાણજો; મહીની મટુકી ફુટશેજો, ગોરસના થાશે હાણજો;
પેહેલું શું બોલે ગોવાળીયાજો. ૧ અલ્યા નવ જાણીશ કોઈ
નાપડીજો, કોઈ મળશે માથા કેરી નારજો; મારગ મુકીને
રેહેજે વેગળોજો, મારા કંસને થાશે જાણજો. પેહેલું૦ ૨
તારો કંસ કબુધી નર શું કરેજો, મારા સંગેછે સખળો સા-
થજો; અલી દહાડી તે દાણ ચોરી જતીજો, ધણે દાહાડે
આવી હાથજો, ઓછી તું જાત આહીરની જો. ૩
અલ્યા હાથની તે હોશ રખે રાખતોજો. હાથે ચારી જાણે
છે ગાયજો; પાલવ મુકીને રહે વેગળોજો, મારી વ્રજમાં
થાશે જાણજો, પેલું૦ ૪ અલી વ્રજમાં વશીને વેર વાળ
શુંજો, રખે રાખતી હઈયામાં હામજો; નંદજીના નામ
પ્રતાપથીજો, હું તો છેદું તારા કંસનો ઠામજો. ઓછી૦ ૫
અલ્યા કંસે કર્યું તે કેમ વીસરેજો, બાઈ હણ્યા પોતાના
તાંહાંયજો; નાશીને છુટો બાડકાજો, આવી ઉગરચોછે વ્રજ.
માંયજો. પેલું૦ ૬ વળી વ્રજમાં વશીને વેર વાળશું જો,
તું તો જોજે અમારા કામજો; અવનીનો બાર ઉતારવોજો,
ધરચું નંદ કુંવર ઘેર નામજો. ઓછી૦ ૭ અલ્યા સાચું
કેહેતામાં દુખ લાગશેજો, પેટ માટે ચારો છો ગાયજો; તું
આવડો મોટોરે એમાં થયોજો, તુને કોઈએ ન આપી
કન્યાયજો. પેલું૦ ૧ અલી આહીરની કન્યા અમો શું કરૂં
જો, અમો સદાય કેહેવાય બ્રહ્મચારજો; રખે પડછાયો
પાડતીજો, તું તો ધાબળીની ઓડનારજો. ઓ૦ ૯ અલ્યા
લાખ ટકાની મારી રોબડીજો, હીરા જડીત મારો છે હારજો;

આછી પટોળી મારે પેરણુંજો; તુંતો કાગળીનો ઓડનાર જો. ઘે૦ ૧૦ જેના બ્રહ્માએ તાણા તણ્યાજો, એનો શંકર સરખો વાણનારજો. તેરે ઓઢણ મારે કાળળીજો, તેનો શેષ ન પામે પારજો. ઓ૦ ૧૧ અલ્યા શેષના સરખું તન તાહરૂં જો, અમો ચંપક વરણી નારજો, અલ્યા કાચા કનકને વેર વસ્યુંજો. તુંતો પશુ તાણા પીંડારજો. ઘે૦ ૧૨ તું શાને નીસરી મહી વેચવાજો, અલી બેશી રેહેજે ઘરમાંયજો; દોલત ઘણી છે તારા બાપનેજો. તું શાને અહી આવજો. ઓ૦ ૧૩ આવે સદા વાટ મહી વેચતાંજો જઈ પુછો જસોદા માયરે; બાંધી મુઠી સવાલાખનીજો, ઉઘાડીએ તો પત જાયજો, ઘે૦૧૪ અલી ઘણી ઈછાછે મહી આપવાજો, મીઠો મળવણીનો સ્વાદજો, ફીકું પડશે પાછું આપીશુંજો, તું શાને કરે વીવાદજો. ઓ૦ ૧૫ અલ્યા ગોરસ કેરૂં કોણ ગજાુંજો, જેટલું પીએ એટલું પાય જો, વચને વેર વાધ્યું ઘણુંજો, કદી મન મેળાવો થાયજો. ઘે૦ અમે દાણીને ગણીશું ફુલીએજો, તુંતો ઘણી દીસેછે રીસાળજો; હર્શીને તાળીલે હાથમાંજો, તું પ્રીત ધરીને રસ આલજો. ઓ૦ ૧૭ અલ્યા માગ્યા મુંગતાફળ પામીએજો, હઠ કરે કાંઈ નહી એકજો, લાજ નહી તને લાડકાજો, મન આણત કાંઈ વિવેકજો. ઘે૦ ૧૮ અલી વીવેક ઘણો છે મન માહરેજો, જવા નહી દેઉ નીરધારજો, આપ્યા વિના કેમ છુટશોજો, તારા મનશું તું વીચારજો. ઓ૦ ૧૯ તારાં મનનો વિચાર મેં જાણીપોજો, હઠ શાને કરોછો હાથજો, મનમાં મન મળી ગયુંજો. જેમ સાકરભેળી દુધમાંયજો. ઘે૦ ૨૦ મીઠાં વચન તારાં માનુનીજો, સાકર સરખા બોલજો, પ્રીતનો બાંધ્યો તુજ પાસેછુંજો; આપુ તમોને કોલજો. ઘે૦ ૨૧ રાઢ બાગીને રસ વાળી

પોજો; ગોવાળણી ભામી પાયજો, નંદજીના કુંવર કૃપાળ નેજો, ઉલટ અંગે તે ન માયજો. ધે૦ ૨૨ જો કોઈ ગાય શિખેને સાંભળેજો, તે ફરી ન આવે ગરભ વાસજો; દાણ લીલા દીનાનાથનીજો. ગુણ ગાય રતનીયો દાસજો. ધે૦૨૩

## મુંબાઈ, સુરતની ગરબી.

સારૂ સારૂરે સુરત શેહેર મુંબાઇ અલબેલી.
મહીં બાલાજીની મેહેર મુંબાઈ અલબેલી. ટેક
સાત માળની મેડી ચણાવી, માંહી બેઠાં શેઠાણીરે;
ચાકર મેહેતા મજલે ચાલે, વાણીયાની બઈયર રાણી. મું૦૧
મુંબાઈ રાણી સઉ ઠકરાણી, ભરે ન બેડે પાણીરે;
કાવડીયો તો પાણી આણે, પીએ પાણી શેઠાણીરે. મું૦ ૨
મુંબાઈમાં તો કલાં સાંકળા, કાંઠલીનો નહી પારરે;
મુંબાઈ શેહેરના શાહુકારોને, દેવાળાંના શી વાર. મું૦ ૩
સુરતની તો સાડીઓને, ઉપર કસબી કોરરે;
મુંબાઈ શેહેરના કાપડીયાને કોઈમાં દેશો ખોડ. મું૦ ૪
મુંબાઈ શેહેરમાં ઘણી ગાડીયો, બગીયોનો નહી પારરે;
સાંજ પડે સઉ ફરવા નાસરે, વાડીલાડી લઈ બાહારરે. મું૦ ૫
મુંબાઈની તો મારકીટમાં, સુખડીઓ વેચાયરે;
તેથી દીવનો હલવો સારો, સઉ લેવા મન ચાહાય. મું૦ ૬
મુંબાઈમાં તો સરવે સુખ પણ, ત્રણ પાંતીનું દુખરે;
ભાડું મોંઘુ બળતણ મોંઘુ, બંદરે જાવું મુખ્ય. મું૦ ૭
મુંબાઈના પાનબીડામાં, સોપારીનો કડકોરે;
સાઠ વરસના ઘરડી ગાડર, તોય ન મુકે લટકો. મું૦ ૮
અમદાવાદી હરામજાદી, ખંભાતી ગોઝારીરે;
વડોદરાની વાંકી નારી, સુરતની બલીહારી. મું૦ ૯

## પઠાણ બ્રાહ્મણીનો કિસ્સો.

સુંદરે સુણો મેરી જાન, છીવડા કરૂં ખુરબાન;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ટેક
પઠાણ દીલીનો દીવાન, અમદાવાદનો ઉમરાવ;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૧
પેહેલી હતી નાગર બ્રાહ્મણીરે, જમતી કેળાંને ખાંડ;
હવેરે થઈ સુંદર તરકડી, જમુ પલાવને નાનરે;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૨
સુંદર સુણો મેરી જાન, છીવડા કરો ખુરબાન;
ઓરી હોય નાદાન, વારી જાઉં મારૂં માન;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૩
પાંચ રૂપૈયા આપું રોકડારે, કોઈ લશ્કરમાં જાય;
જઈને પઠાણને એમ કહે, સુંદરે ધાન નવ ખાય;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૪
સોનીરે વાડામાં મારૂં સાસરૂંરે, નાગરવાડામાં રહીએ,
તેડાંરે આવ્યાં પઠાણનાં, એને ના કેમ કહીએ;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૫
કે લીલુડા વાંસની ટોપલીરે, સુંદરે દળવાને જાય;
દળતાં દળતાં માંડ્યા રૂશણાંરે, લોટ કુતરાં ખાય;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૬
હુંરે મોડાસાની બ્રાહ્મણીરે, તમે દીલીના શેખ;
આરે જનમની મારે પ્રીતડી, પેલા ભવના તે લેખ;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૭
લીલા પીળારે તંબુ તાણીયારે, ફરતી સોનેરી જુલ;
વચે બેઠીરે નાગર બ્રાહ્મણી, પરણ્યો ફાકે છે ધુળ;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૮
દેરાણી જેઠાણીના જોડવારે, હળી મળી પાનીડા જાય;

પાળે ઉભો પઠાણ પાતળો, દેખી હઈયાં હરખાય;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૯
હાથમાં લાલ કમાન લટકતી, તાણી મારેરે તીર;
બાલુડાં વાગે રૂદીયા ફાટે, ના તાણશો મારાં વીર;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૧૦
શેરની વણું સતર રોટલીરે, પઠાણ પાતળીઓ ખાય;
બેળારે બેશી આરોગશું, મનમાં હરખ ન માય;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૧૧
આગળરે સસરાજીનો ઘોડલોરે, લારે દીયરને જોડ;
વચે પરણ્યા તારી ઠાઠડી, લેઈ જાઉ સમુદ્ર બેટ;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૧૨
અગર ચંદનના મંગાવું લાકડાંરે, તેની ખડકાવું ચેહ;
મુજરે કારણ તમે મરશો, બળશું આપણ બે;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૧૩

## હીરાલાલનો રાસડો.

હીરાલાલ તું શીદને આવ્યો. ટેક.
આવ્યો તારે ઘોડલીએ બેશી, ગયો તારે પડદામાં પેશી, હી.
હીરાલાલે મોચીડા દંડ્યા, મોચીએ જોડા વેચી દંડ ભરચારે; હી.
હીરાલાલે સોનીડા દંડ્યા, સોનીડે સોનાં ચોરી દંડ ભરચારે; હી.
હીરાલાલે ઘાંચીડા દંડ્યા, ઘાંચીડે ઘાણી પીલી દંડ ભરચારે; હી.
હીરાલાલે જોશીડા દંડ્યા, જોશીડે જોસ જોઈ દંડ ભરચારે; હી.
હીરાલાલે વાણીયા દંડ્યા, વાણીએ વણજ કરી દંડ ભરચારે; હી.
હીરાલાલે બ્રાહ્મણને દંડ્યા, બ્રાહ્મણે ભીખમાગી દંડ ભરચારે હી.
હીરાલાલે નાગરને દંડ્યા, નાગરે નોકરી કરી દંડ ભરચારે; હી.
હીરાલાલે દોશીડા, દંડ્યા, દોશીડે દુકાનો વેચી દંડ ભરચારે; હી.
હીરાલાલે ગાંધીડા દંડ્યા, ગાંધીડે કોથળા કરી દંડ ભરચારે, હી.
હીરાલાલે દરજીડા દંડ્યા, દરજીડે દોરા વેચી દંડ ભરચારે; હી.

દંડ્યા દંડ્યા નવ નારૂ કારૂ, દંડી દંડી ચારે વરણ; હી.
આવ્યો તારે ચોડોલે બેશી, ગયો તારે પડદામાં પેશી; હી.

## મલ્હારરાવનો રાસડો.

પીતળલોટા જળે ભર્યારે. દાતણ કરતા જાવરે મલ્હારરાવ;
શેહેરનો સુબો ક્યારે આવશેરે. ટેક.
દાતણ કરશું વાડીએરે, ફરતી ફરંગીની ફોજરે; મલ્હા૦ ૧
સોની તે પ્યાલા એમ રહ્યારે; મરદન કરતા જાવરે મલ્હા૦
મરદન કરશું વાડીએરે, ફરતી ફરંગીની ફોજરે; મલ્હા ૨
તાંબા તે કુંડીઓ જળે ભરીરે, નાવણ કરતા જાવરે. મલ્હા૦
નહાવણ કરશું વાડીયેરે, ફરતી ફરંગીની ફોજરે; મલ્હા૦ ૩
રાંધી રસોઇયો એમ રહી, ભોજન કરતાં જાઓરે મલ્હા૦
ભોજન કરશું વાડીએરે. ફરતી ફરંગીની ફોજરે; મલ્હા૦ ૪
પાન સોપારીને એલચીરે. મુખવાસ કરતા જાવરે; મલ્હા૦
મુખવાસ કરશું વાડીએરે, ફરતી ફરંગીના ફોજરે; મલ્હા૦ ૫
સોના તે કેરાં શોગઠાંરે, રમત રમતા જાઓરે; મલ્હા૦
રમત રમશું વાડીએરે, ફરતી ફરંગીની ફોજરે, મલ્હા ૬
ઢોલણ સામો ઢોલીઓરે, પોઢણ કરતા જાઓરે. મલ્હા૦
પોઢણ કરશું વાડીએરે, ફરતી ફરંગીની ફોજરે; મલ્હા૦ ૭
ક્યાંથી આવ્યો પીટ્યો જંગલોરે, માથે ટોપીને બુરો વેસરે; મ
રાણી રૂવે રંગ મોહોલમાંરે, દાશીયો રૂવે દરબારરે, મલ્હા૦ ૮
હાટે રૂવે હાટ વાણીયારે, ચોરે રૂવે ચારણ ભાટરે; મલ્હા.૯

## કજોડાવાળી સ્ત્રીના વિલાપની ગરબી.

(અલબેલી અંબેમાત જોવાને જઇએ એ રાગ.)

બળ્યો બળ્યોરે આ અવતાર, દુખ મુજને લાગ્યું;
મારો સ્વામી છે નાનું બાળ, નીત્ય દેખી દાઝું. ટેક
નવ વરસનો નાવ છે મારો, હું છું જોબન વેશરે;
સોળ વરસની ઉમરે મારી. તેથી થાએ કલેશ. દુખ. ૧

પાપી પીતાને શું હશે જાચ્યું, કાંઈ ન રાખ્યું ભાનરે;
કુલીન ઘરનો વર જોઈ મને, દીધું કન્યા દાન. દુખ. ૨
બાળપણમાં ઝેરથી મુજને, મારી હોત તો સારૂંરે;
આ અવસર નહી બળતે આવું, ફુટ્યું કલેજુ મારૂં. દુખ. ૩
બાળક અણસમજુ પતિ મારો, દેખી દીલ બહુ દાઝેરે;
દુખ રૂદેનું કેહતાં આજે, મન મારૂ બહુ લાજે. દુખ. ૪
સ્વામી ભેગી સુવા મોકલે, સાસુ નણદી મારીરે;
તે અવસર ત્યાં વાત બનીતી, હાય નીત્ય દુખકારી. દુખ. ૫
ખાટ તળે પાંગેથી હું, નીત્ય પડેલો જોઈરે;
ઉચકી હું ઉશીકે આણું, રાત કાઢે ઘણું રોઈ. દુખ. ૬
પોહોર દીવશ ચડે પહોડીને ઉઠે, દાતણ પાણી ન કરતોરે;
રોતોરોતો મા પાસે જઈ, પેટ પોતાનું ભરતો. દુખ. ૭
ખાતો ખાતો પેશાબ કરતો. મા તેની કળકળતીરે;
ભાન શરીરનું લેશ નહી તેને, તેથી હું નીત્ય બળતી. દુખ. ૮
આ કરતાં પીઉ હોત નહી તો, માનત મનથી સારૂંરે;
દેખીને દાઝે છે આજે, ફુટ્યું કલેજુ મારૂં. દુખ. ૯
અધુરામાં પુરો મુજને, કામ ઘણો દુખ દે છેરે;
જાર કરમ કરવાથી મુજને, બીક ઘણી મન રેહેછે. દુખ. ૧૦
સમજણો કદી હોત પીઉ તો, લોકમાં નવ નીંદાયરે;
પરપુરૂષનો ગરજ રેહેતો, મારી ફજેતી થાય. દુખ. ૧૧
શોખીલા નર જોઇને, મારૂ મન ઘણું અકળાયરે;
કામ દેવના તાપે કરી, મારૂ શરીર નીત્ય સુકાય. દુખ. ૧૨
મશરાશી કેહેછે મુખથી, કોઈ કજોડું ન જોશોરે;
દુખ પુત્રીનું દેખી અંતે, પોક મુકીને રોશોરે, દુખ. ૧૩

ગરબો.

સુણ ચતુર સુજાણ પરનારીની પ્રીત કબુના કીજીએ;
જેને પ્રીત કરી પરનાર તણી, તેને હેડે રૂંધણ થાય ઘણી;

એણે કુળની લજ્યા કાંઈ નારે ગણી. સુણ૦ ૧
તમે પેહેલા મળશો દુતીને, તારૂં સરવસ લેશે ધુતીને;
પછી રેહેશો અંગ ભભુતીને. સુણ૦ ૨
તમે બેઠા મુછો મરડીને, તારૂં કાળજુ ખાશે કરડીને;
નહી મુકે માસ આંતરડાંને. સુણ૦ ૩
તને પ્રેમના પ્યાલા પાઇને, તારૂં સરવે લેશે વાઇને;
તને કરશે ખોખું ખાઇને. સુણ૦ ૪
પ્રીતમના સ્વામી છો પ્યારા, તમને ગોપીયો કરે કાલાવાલા;
તમે દરશન દોની મોરલીવાળા. સુણ૦ ૫

ગરબી.

ભોળા શંભુ તમે કયા જાઓછોરે, કાંઈ મનમાં ખુશીઘણા થાઓછોરે
તમને ઘરમાં પડે નહી ચેનરે, માદેવજી ભોળા કયાં જાઓછોરે. ટેક
હુંતો ઘરમાં છઉ એકલીરે, મારી પાસે નથી કોઈ સાહેલીરે;
કેમ એકલી બેસુ ઘર માંહીરે. માદેવજી. ૧
શીવ તમે કેહેવાઓછો ભોળારે, શું કામ ચડાવોછો ડોળારે,
ગમે તેમ કરી પુત્ર આપોરે. માદેવજી. ૨
શું લજ્જા નથી કાંઈ નથી આવીરે, સંઉના ઘરમાં રમે બાળબાળકીરે
આપણું મંદીર તે વીના ખાલીરે. માદેવજી. ૩

ગરબી.

સુણ પારવતી કહું વાતડીરે, શું કામ કુટે તું છાતડીરે;
પારવતી ઘેલાં કેમ થાઓછોરે. ટેક.
શું બાળક આપણે એકછેરે, આપણે તે શાની ખોટ છેરે;
કાંઈક જીવેને થાય તેનો નાશરે. પારવતી. ૧
તારે પારવતી મુખે બોલીયારે, તમે સાંભળો શીવજી બોલીયારે
એતો પારકા પોતીકા ન થાયરે. માદેવજી. ૨
વારૂ એમ કહેતાંએ આધાછેરે. એવા પાપીઓ સાથેશું માયાછેરે
આપણું પોતીકું આપો એક બાળારે. માદેવજી. ૩

તું સુણ પારવતી રાણીરે, એવા જન સાથે કામ રાત દાહાડીરે
કેમ ભુલો તમે મન માંહીરે, પારવતી. ૪
એવું કહીને શીવજી ચાલીયારે, સામાં રાણીને ભાળીયારે;
જાઓ મેલથી ઉપજ્યો બાળારે. પારવતી. ૫
એવું બોલ્યા શંભુજી વચનરે, હરખ્યું ઉમીયાજીનું મનરે;
પછી શીવજી થયા અંતર ધ્યાનરે. પારવતી. ૬
સંવાદ લેહેરી મુખે બોલનારે, શીવજી અને ઉમીયાજી તણોરે
હવે રાસડો સુણો નર નારરે. મહિવજી. ૮

## માહાદેવજીની ગરબી.

ભોળા શંભુ તમને વીસ્વ વખાણે,
મુળની વાતો તમારી કોઈ નવ જાણે;
જોગીંદ્ર પાણુંરે શીવજી તમારૂં મેં જાણ્યું,
ઝટામાં ઘાલી શીવજી આ કયાંથી આણ્યું;
કોઈ લાવે કેડે ઘાલી, કોઈ લાવે હાથે ઝાલી,
ઝટામાં ઘાલી શીવજી આ કયાંથી આણ્યું. જો૦ ૧
પીળી પટોળીને અંગે છે ગોરી,
શીદને છુપાવો શીવજી છતી થઈ છે ચોરી. જો૦ ૨
નારે માનતો શીવજી ઝટાઓ છોડાવું;
ઝટામાંથી નીકળતો ફેર નહી બોલાવું. જો૦ ૩
ભભુતી ચોળીને શીવજી વાળ્યો આડો આંક,
આવાં આવાં લક્ષણે પાણી ન પાવું ટાંક. જો૦ ૪
આક ધંતુરો શીવજી વીજીયાના ભોગી;
મેહેતા નરસીના સ્વામી જુના છો જોગીરે, જો૦ ૫
જોગીંદ્ર પાણુંરે શીવજી તમારૂં મેં જાણ્યું;
ઝટામાં ઘાલી શીવજી આ કયાંથી આણ્યુંરે. જો૦ ૬

## જોગીંદ્રપણાનો જવાબ.

સાચે સાચી વાત હો પ્રાણ પ્યારીરે;
જટામાં ઘાલીને હુંતો લાવ્યો ગંગા નારીરે. ટેક.
કેડ નહી એસારી મેંતો આંગળી નહી આપીરે;
કેસની અંદર ઘાલી, લાવ્યો ગંગા નારીરે. સાચે૦ ૧
ભગવાં વસ્ત્ર મેં પેરેચાં છે ગોરીરે;
શું મેં છુપાવ્યુ, નથી થઈ કાંઈ ચોરીરે. સાચે૦ ૨
ભસ્મ ચોળી હું તો જોઠું બોલુંરે;
બોલાવશો તો બોલીશ, શું કામ પાણી ડોહોળુંરે સા૦ ૩
હું ભોળો શંભુ મને જગત પીછાનેરે;
કપટ શું કરવા કરૂં, લોક એમ જાણેરે. સાચે૦ ૪
આંજીને ભાંગ મને બહુ લાગે વ્હાલીરે,
ઉમીયાજી શું કરવા, કરો ચઝાળીરે. સાચે૦ ૫
જટાના છોડાવો તમે હઠ નથી કરતોરે;
ઉમીયાજી નામ ખરૂં ગંગા સાથ હું ફરતોરે સાચે૦ ૬
આંખનાં કાજલ અને, સેંથે શીંધુરરે;
મારૂં નામ આજ થકી, પાડો ગંગાધારરે. સાચે૦ ૭
ધંતુરો વીજીયાનો હુંતો ભોગીરે;
ચેહેરી થઈ હું કહુંછું, કઈલાશના જોગીરે. સાચે૦ ૮

## માળાની ગરબીઓ.

બઈ આળી ગાજો કાહાન માળા ચોરીરે,
જ્યારે પુછશે સાસુ પેર સહુપર મોરીરે. ટેક.
જો ઉઠીને છેડલો સાઉતો વીપરીત ભાસે આજરે;
માણસને શું મોઉ કહીએ, નીરલજને શું લાજ માળા ચોરીરે.
ગોળ પોતાના ચોરી ખાઇયે, રહીએ સણકટ વાળીરે;
સ્વારથે મુજ સામું જુવે, વરણાગીયો વનમાળી. માળા. ૧
સાસુ મારી છે અતી સાપણ. નણદલ નારી ઠગારીરે;

ફુલ પેહેલાં ગોસર ગુંથે, કેડ ન મેલે મારી. માળા. ૨
પરણ્યો અમારી પેર ન જાણે, નહી રેવાનો ઠામરે;"
રામકૃષ્ણ પ્રભુ રંગનો રશીયો,ચરણે રાખશે શ્યામ. માળા. ૩

ગરબી.

મારી સાસુરે પુછશે વાત, માળા ક્યાંહાં ગઇરે;
વહુ કાલના તારે કંઠ મેં દીઠી નહી રે.
લાડકડીરે વહુ માળા તમારી મેં કાહાનની કંઠે દીઠીરે!
આવડી ડાહીતને કેમ કરી વાહી વાત કરેછે મીઠી મા.૧
શા માટે તુજને આપ્યું છે ને શો કીધો ઉધારોરે;
શા માટે મારા મંદીરે પધારે મોહન કામન ગારો. મા. ૨
નાના ચંચળ ચડતે વેશે નરનો સંગ ન છાજેરે;
હરી સંગાથે હસતા દેખી હૈડાં મારા દાજે. મા. ૩
હાણ થવાનું દુઃખ નથી પણ હરી પેર્યે તે માઠુંરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રશીયો કદીએ ન છુટે નાથું. મા. ૪

ગરબી.

મારી બઇજી છે મનમાન, સમ હું ખાઇસરે;
મારી નણદલને નહી ગમે, તો મહીયર જાઇશરે. ટેક.
બઇજી બુધ વિના મેં માળા, ટોડલીએ ભરાવીરે;
ઘેલી થઇ ઘર કામજ લાગ્યું, વળતી વિગત ન આવી.સ.૧
શું સમળી આકાશેથી આવી, ગગને ધાર લેઇ ચાલીરે;
વંદ્રાવનમાં ગઉ ચરાવતાં ગોવંદને હાથ આપી. સમ. ૨
અમે વહુવારૂ નાના માટે, બોલતાં મુખ બીજેરે;
મોહનતું મુખ મીઠું કરાવી, માળા માગી લીજે. સમ. ૩
પેરે પેરે પુછી જોજોને, બોલ્યું ન પડે બાહારરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રશીયો. સઉની લે સંભાળ. સમ. ૪

ગરબી.

તારે નણદલ બોલી વાત સમ શા ખાશોરે;

જ્યારે આવશે મારો ભ્રાત સાચાં થાશેરે.
કેહેવાદે મારા ભાઇને એને કાનુડો બહુ વ્હાલોરે;
મોહનને કાચો રૂડા દીસોછો માળા અમારી બ્રાલો. સમ. ૧
કેદાડાનું કરણ ફુલ તે કયાંય આવી વિસારીરે;
તે મેં કાહાનને કાને દીઠું સાખ્યછે સઇયર મારી. સ. ૨
હરીને નીત્યે પ્રીતે નિરખ્યા વિના વહુને અન ન ભાવેરે;
શામળીયો સાએલો થઇને વહુજી માટે આવે. સમ. ૩
વહુને અતી ઘણો વ્હાલોછે સામળીયો શામ વરણરે;
રામ કૃષ્ણ પ્રભુ રંગના રશીઓ મથુરાનો ભગવાન સ. ૪

## ગરબીઓ.

મારા મન ગમતા માહારાજ મારે ઘેર આવોરે,
હુંતો તલસુ તમારે કાજ હર્શીને બોલાવોરે;
વીલંબ ન કરશો વીઠલારે, આવો અમઘેર આજ,
પેર પેરનાં પકવાંન પડાવું, વીકમ તારે કાજ. મારે૦ ૧
મનમાં હતું જે માવજીરે, મુખથી કેમ કેહેવાય;
આવી શકોતો આવજોરે, મારૂં જોતામાં જોબનજાય મા૦ ૨
આ જોને આંગણીએ ઉભા, રંગીલા રણછોડ;
રાધેનાસ્વામી પ્રભુ અંતરજામી, પુરોમારામનડાનાકોડ મા. ૩

## ગરબી.

જેનો પેઉડો તે પરઘેર જાય, સખી શું કરીએરે;
અમથી એકલડાં ના રેહેવાય વીજોગે મરીએરે. ટેક
રૂપ જોવંતો રસીયો રૂડો, પરાણે કરે છે પ્રીત;
અણ તેડ્યો આંગણીએ આવે, એવી તે એની રીત. સ૦ ૧
બોલાવ્યો બોલે નહીરે, કેને કહીએ પેર;
શેરડીએ સામો મળેરે, વ્હાલો નિચાં તે ઢાળે નેણ. સ૦ ૨
છળભેદ છાના રમેરે, અમને વાયદે વાય;
રાધેનાસ્વામીપ્રભુ અંતરજામી,વહાલા અર્થપડુંબોળખાય.સ.૩

### ગરબી.

જાવ જુઠડાં બોલા કાહાન, જાઓજી જાણીરે;
એવા ધુતારાના ઢંગ પરઘેર માણોરે;                    ટેક.
વાટ જોવંતા રજની વીતી, આવ્યા ઉગમતે સુર;
કામણગારા કાહાનજીરે, વાલે અમને વિસારયાંછે દુર. જા૦૧
પરનારી શું પ્રીતડીરે, કીધી ઠામો ઠામ;
અહીં આવાને શું કરેરે, જેનાઘેરઘેર હોય વીશરામ. જા૦૨
કોઈ મંદીરમાં કાહાનજીરે, કીધી લીલા લેહેર;
રાવિના સ્વામી પ્રભુ અંતર જામી, એતો જાણી તમારી
પેર. જાઓજી જાણીરે. ૩

### ગરબી.

મને કૃષ્ણ જોયાના કોડ, સઈર ચાલોને;
ઉમીયાજીને લાગુ પાય, હરીવર આલોને.                    ટેક.
દેરેદેરે દીવા કરૂંરે, પુજું શંકર દેવ;
સામળીઆ વર પામવારે, હુંતો કરૂં શંભુની શેવ. સ૦ ૧
ગોકુળની ગોવાળણીરે, હીંડે મલપતી ચાલ;
એના ઉપર મોહન મોહી રહ્યોરે,
એનું મુખડુંછે લાલ ગુલાલ સઈયર                    ચાલોને. ૨
સાસુ મારી જસોમતીરે, સસરો શ્રી નંદલાલ;
કંથ કોડીલા કાનજીરે, મારૂં સાસરૂં ગોકુળ ગામ. સઈ૦ ૩
કાળંદીને કાંઠલેરે, નાતા નીરમળ નીર;
વસ્ત્ર વીંટલો હરી ગયોરે, હુંતો શેણે ઢાંકુ શરીર. સ૦ ૪
ગાય શીખેને સાંભળેરે, રાણી રાધાજીનો રાસ;
નર નારી વઇકુંઠ પામશેરે, ગાય નરસઇયો તે દાસ. સ૦ ૫

### ગરબી.

તારી મોરલીએ માહારાજ મન હરી લીધાંરે,
મારી ગઇછે શુદ્ધને સાન કામણ કીધાંરે.                    ટેક.

સાંભળતામાં શુદ્ધબુદ્ધ ભુલી, ને તન મન વ્યાકુળ થાય;
પુરપતી પરવાર સઉકો, મને મંદીર આવા ધાય. મ૦ ૧
અંતરમાં વાકુળ થયારે, વીસરી ભોજન પાન;
અવળાં આભુશણ પેહેરીયારે, મેતો નેપુર ઘાલાં કાંન. મ૦૨
સેંથે તે કાજળ સારીયારે, નયણે સીંદુર રેખ;
એક એકથી ઉતાવળીરે, નીસરી આવી તે દેખાદેખ. મ૦૩
સનમુખ આવી ઉભા રહ્યારે, નયણે નિરખ્યાનાથ;
લક્ષ્મણના સ્વામી સંગે રમતાં, મેંતો હરખે જોડ્યા હાથ. મ.૪

ગરબી.

ત્યારે બોલ્યા હળધરવીર અહીં શીદ આવ્યાંરે,
તને કોને દીધોતો સાદ બુદ્ધી ગમાવીરે. ટેક.
આના પેળા અડધી રાતે કોને શુંછે કાજ,
નીરલજ થઇને નિસરીયાંરે;
તમે ખોઈ તે કુળની લાજ. અહીં૦ ૧
દેવ તણી મરજાદા લોપીને, ન ગણો સઉ સંસાર;
પણ ખોયું પ્રતિવ્રતા તણુંરે,
તુંતો તજીરે ભરથાર. અહીં૦ ૨
હું જાણુંછું વન જવાને, આવ્યા સઉ નીરધાર;
બનશીરે બંટની કુશમ કળીપર,
ભમરો કરેરે ગુંજાર. અહીં૦ ૩
વન જોયુંને ઘેર પધારો, સ્વામી તમારી આશ;
લક્ષ્મણના સ્વામીનાં વચનસુણીને
ગોપી થયારે નિરાશ. અહીં૦ ૪

---

ગરબી.

તારે બોલ્યાં ગોપીજન હવે ક્યાંહાં જઇએરે,
તમે સારો અમારી આશ એમ ન કરીએ ટેક

માત પીતાનું કહ્યું ન માન્યું, ન ગણ્યો ઘેર ભરથાર;
તમો વિના અમને કાંઈ નવ ગમે,
સુનો લાગે સહુ સંસાર. હવે. ૧
રમણ કરોને અમારી સાથે રૂડુ વંદ્રાવન,
ના કેહેશો તો નિશ્ચે પડશે;
તમ આગળ અમારૂં તન. હવે.૨
આશ ભરેલા અમો આવીયારે, રમવાંને તમો સાથ,
તેડીને તરછોડીયારે;
તે તો ન ઘટે તમને નાથ. હવે. ૩
અંતર પ્રીત જોઈ અલબેલને, હશીને બીડી બાથ,
લક્ષ્મણના સ્વામીએ રાસ રમાડયો;
સરદ પુનમની રાત. હવે. ૪

ગરબી.

શ્રી વંદ્રાવન મોઝાર, રાસ મહી માહાલેરે;
સહુ કનક મણીના મોભ ઠમકે ચાલેરે. ટેક.
ઘુઘરી ઘમકે ને નેપુર ઠમકે ઝાંઝરનો ઝમકાર,
કંઠ પરસ્પર બાવડીરે;
થેઈ થેઈ કરે સહુ નાર રાશ. ૧
આલીંગન ઉપર લ્યો ચુંબન, આનંદ ઓછવ થાય,
સામળીયા શું રંગભેર રમતા;
ઉલટ અંગ ન માય. રાશ. ૨
વીઠલને વશ કરવાંને કાજે હળવે કરતી આળ,
નેણ કટાક્ષ નેણ જોતી;
ગોપી લેતી પરસ્પર તાળ. રાશ. ૩
સુધ ન રહી શરીરની, ને રજની કીધી ખટમાસ;
લક્ષ્મણના સ્વામીની સંગે રમતાં,
ગોપી કરતી હાશ વિલાસ. સહુમાહી માહાલેરે. ૪

### ગરબીઓ.

સમી સંધાએ અમે સાંચરારે જુમનાની તીરે; હાં૦
દુરલભ દરસન દીજીએ વાલા સ્યામ શરીરે. હાં૦ ૧
ગોવાળીયાની વ્રજમાં હરી રમતાં દીઠા; હાં૦
મતે ગઈને ગળરાઈ પડી અતી લાગો મીઠા. હાં૦ ૨
સહુ સખી ટોળે મળી મારી ગતમત ખોઈ; હાં૦
શ્રી વલ્લભ પ્રભુ પાતળા મારગસર મળતાં. હાં૦ ૩

### ગરબી.

સમી સંધ્યાએ પાણી સાંચરયાં જુમના જળ ભરવા; હાં૦
વાટે મળ્યા વરણાગીના મારાં દુખડાં હરવા. હાં૦ ૧
મેં પુછ્યું મન ભાવતું છબીલા વારૂં, હાં૦
સારા છીએ અમે સુંદરી આ શીશ તમારૂં. હાં૦ ૨
કોઈ દિન ઘેર આવો નહી જાતીને વળતાં; હાં૦
શ્રી વલ્લભ પ્રભુ પાતળા મારગસર મળતાં. હાં૦ ૩

### ગરબી.

ઉભલા તે રેહેજો કાહાનજી જુમનાને આરે; હાં૦
જળ ભરવા અમે આવશું વારેને વારે. હાં૦ ૧
ઓહસ ધન ચરાવજો અમે નીર ભરીશું; હાં૦
આંખ પાંખના નેણમાં અમે પુરણ ઠરીશું. હાં૦ ૨
હરી મુજને વહાલા ઘણારે હું હરીને વહાલી; હાં૦
શ્રી વલ્લભ પ્રભુ પાતળા ઘેર આવો ચાલી. હાં૦ ૩

### ગરબી.

મરકલડા કરે માનની કાંઈ વાચક ભાખે; હાં૦
રાધાજી તે મચકે ચોળીયારે ઘણા રંગ રાખે. હાં૦ ૧
સામગ્રી સરવે જોઈ કરી થઈ લાલચ ભેળી; હાં૦
શાક પાક સુંદર કરીને થાળ આગળ મેલી. હાં૦ ૨
જમવાની શી જુગત બની શીર વેણી છુટી; હાં૦

ધાઇને આવ્યા કાહાનજીરે હુંતો જમતાં ઉઠી· હાં૦ ૩
લાએણાના ચાલની લાએણે લટકો; હાં૦
શ્રી વલભ પ્રભુ પાતળા મારા ચીતમાં અટકો· હાં૦ ૪

ગરબી.

હાંરે ચાલો ડાકોલમાં જઈ વશીએ;
હાંરે મને લેહે લગાડી રંગ રશીએરે; ચાલો ડાકોલમાં. ૧
હાંરે પ્રભાતને પોહોર નૌબત વાજે;
હાંરે અમે દરસન કરવા જઇએરે. ચાલો ડાકોલમાં. ૨
હાંરે લટપટી પાઘ કેસરીયા વાઘા;
હાંરે કાને કુંડળ સોઇએરે. ચાલો ડાકોલમાં. ૩
હાંરે પીળાં પીતાંબર જરકશી જામા;
હાંરે મોતન માળાસોઇએરે. ચાલો ડાકોલમાં. ૪
હાંરે ચંદ્રબદન અણીઆળી આંખ્યો;
હાંરે સુંદર મુખડું સોઇએરે. ચાલો ડાકોલમાં. ૫
હાંરે રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે;
હાંરે મન મોહ્યું મોરલીએરે. ચાલો ડાકોલમાં. ૬
હાંરે મીરાંબાઈ કહે પ્રભુ ગીરધર નાગર;
હાંરે અંગોઅંગ જઈ મળીએરે. ચાલો ડાકોલમાં. ૭

ગરબી.

હાંરે લટકાળો ગીરીવરધારી;
હાંરે મને મારી નેન કટારીરે.લટકાળો ગીરીવરધારી. ટેક.
હાંરે આજ મળ્યા વાહાલો જુમનાંની તીરે;
હાંરે એની રૂપ રસીક છબી ન્યારીરે. લટકાળો, ૨
હાંરે સાંમળીએ કહ્યું સાંનમાંરે;
હાંરે મારા પ્રાણ થકી ઘણી પ્યારીરે. લટકાળો. ૩
હાંરે હરીભટના હરીએ કરયુંરે કામણ;
હાંરે મારી શુદ્ધબુદ્ધ સરવે વીસારીરે લટકાળો. ૪

ગરબી.

હાંરે મારા સમ કાલે મળજો.
હાંરે પેલું વચન બોલ્યા તે હરી પળજોરે. મારા૦ ૧
હાંરે રસ્તે આળ ન કરીએરે વાહાલા;
હાંરે મારી સાચી વાત સાંભળજોરે. મારા૦ ૨
હાંરે ઘણી ઘણી પ્રીત કરયા પછી ગીરધર;
હાંરે પેલા લોક ડરાવ્યા નવ ડરજોરે. મારા૦ ૩
હાંરે હરીભટના હરા છો હજુ કાચા;
હાંરે તે માટે પાછા વળજોરે. મારા૦ ૪

ગરબી.

હાંરે ચાલો ચાલો ચતુર કાંઈ લાજો;
હાંરે તમે આવી અમને શું બાઝોરે. ચાલો૦ ૧
હાંરે વળગ્યા જુમી ન કરો વાહાલા;
હાંરે તમે સોર કરો શીદ ગાઝોરે. ચાલો૦ ૨
હાંરે દેએ દુરીજન થાઓ સમજણા;
હાંરે અમે લાજીએ ને તમે ગાજોરે. ચાલો૦ ૩
હાંરે હરીભટના હરોને કરીએ દુકારા;
હાંરે માટે હેત ઘણેરા અમને દાજેરે. ચાલો૦ ૪

ગરબી.

હાંરે જુમનાની તીરે વાહાલો;
હાંરે જીવણને જોવા ચાલોરે. જુમનાંની. ૧
હાંરે જુમનાકી નીરે તીરે વાઝો ધન ચરાવે;
હાંરે મોરલી બજાવે નદલાલોરે. જુમનાંની ૨
હાંરે ઘણે દાહાડે ઘેર આવ્યા નહીરે જવા દેઉ;
હાંરે માટે મનખ્યા દેહનો લાહાવોરે. જુમનાંની. ૩
હાંરે હરીભટના હરીજો રંગરસીયા;
હાંરે માટે ઘેરીને ઘરમાં ઘાલોરે. જુમનાંની. ૪

## ગરબીઓ.

કેહેવા દને કાહાન, તારી માને કેહેવા દને કાહાન;
વાહાણાંનો વઢવાઢ લડેછે, રવી ઉગમતે ભાણ. તા. ૧
બીવડાવો તે બીજી નારી, ખરૂં લોહોડુંને આરસપાણ.તા.૨
વંદ્રાવનની કુંજ ગલીમાં, હલકુ પીપળીયાનું પાન. તા૦ ૩
બાઈમીરાં કહે પ્રભુ ગીરધર નાગર,વાધ્યાં અમારાં વાન.તા.૪

## ગરબી.

કાહાન માગ્યો દો, જસોદાજી કાહાન માગ્યો દો. ટેક.
આજની રૂજની રંગભેર રમતાં, પરભાતે પાછો લ્યો. જ. ૧
કલાંને કાંબી અણુવટ બીછવા, હાર હઇયાનો લ્યો. જ. ૨
હસ્તીને ઘોડા માલ ખજાના, વેહેલ સજાુતી લ્યો. જ. ૩
મીરાં બાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ ચરણકમળચીતલ્યો જ. ૪

## ગરબી.

લીધુંરે લટકે, મારૂં મન લીધુંરે લટકે. ટેક.
વંદ્રાતે વનમાં વેણ વગાડે, વાંસ તણે કટકે. મા. ૧
ગાતાં ભગ કર્યાં ગીરધારી, અમને મારચાંછે ઝટકે. મા.૨
પાટ પીતાંબર હરીએ પેહેરયાં,મોહીહુંતો પીળુડે પટકે. મા. ૩
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ,ચરણકળચીત અટકે. મા.૪

## ગરબી.

મહી ઢળશે મારૂં મોહનલાલ, મહી ઢળશે મારૂં. ટેક.
લાખ બેલાખનું માટ નંદાશે, શોભીતું સારૂં. મો૦ ૧
તમે વનમાળી ન કરો આળી, અમે વહુવારૂં. મો૦ ૨
ફુલ પડે તેની ચોસર ગુંથે, લોક બોલે ન્યારૂં. મો૦ ૩
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ,ચરણ કમળવારૂં.મો૦૪

## ગરબીઓ.

શામળીયાલાલ, સાસુડી સંતાપે કહો કેમ કીજીએ;
ક્યાં જઈએ હરી, ઘરમા બેશી રહીએ તો રાંડ ખીજશે.ટેક.

મારી સાસુ સંખણીછે એવી, નણદબને નાતરે દેઉ પેહેલી;
તેતો વાત નથી કેહેવા જેવી શામળીયા. ૧
મારો સસરો સાધુ જન ઘણો, મને આશરોછે તેના તણો;
મારો જેઠ ઝાંપડો ઘણી વનો. શામળીયા. ૨
મારો દીયરીયો હઈયા મેલો, તેતો લઢાઈ કરવાસઉ પેહેલો;
એની દુષ્ટ બુદ્ધિ ટાંકી મેહેલો. શામળીયા. ૩
જાણે સુડી વચે સોપારી, હુંતો અનાદનીધું તમારી;
પદ ગાયે વધશનવ વિચારી. શામળીયા ૪

ગરબી.

ઓ જસોદાજી આવડો લાડકવાયો લાજ ન કીજીએ;
ચાલો ત્યાંસુધી સુતનાં પ્રેમ ચરીત્ર દેખાડી દીજીએ. ટેક.
વાલે કૌતક કીધું મંદીરમાં, એણે માંખણ પેંડો ભોયોકરમાં;
એણે માંકળડાં ઘાલ્યાં ઘરમાં, ઓ જસોદાજી. ૧
વાલો સંતાડ્યાં શોધી કાઢે, હોય ઉંચાં પણ હેઠાં પાડે;
એતો ખાય ખવરાવેને વનસાડે. ઓ જસોદાજી ૨
વાલો સુતા બાળકનાં અંગમોડે, મારાં બાંધ્યાં વાછરૂં છોડીમેલે
દધી ગોરસ દુર થકી ફોડે, ઓ જસોદાજી. ૩
દયા પ્રીતમના સ્વામીરશીયા, દધી ગોરસપર આવે ધશીયા;
ધન્ય ભાગ્ય અમારૂં વૃજમાં વશીયા. ઓ જસોદાજી. ૪

ગરબી.

ઓ છોગાળી અંબોડો ગુંથીને વાંકો મેલ તું;
તુ મુકી દે, વહાલપણું મુજથી રંગરેલશું. ટેક
તુ વરણાગીમાં છે વાંકી, તને મારગ જાતાં મેં ઝાંખી;
તુ સમજી લેને જા અહીંથી, ઓ છોગાળી. ૧
સણગાર સજીને આવોને, તમે મારા મનમાં ભાવોને;
કોક સંગાથે કાંઈ કાહાવોને. ઓ છોગાળી ૨
તારો લટકે જોઇને લોભાણી, હું નંદ જસોદાનો જાણો;
સખી દયા પ્રીતમને શવાયો, ઓ છોગાળી. ૩

## ગરબીઓ.

સત ગુરૂને સેવોરે પુરણ પ્રીત કરી, ગુરૂ સાચાના સંગીરે વસ્તુ બતાવે ખરી. ૧ ખુલા સઉ બમોછોરે, ઠીક મન એથડરો; નાભી કમળમાંરે જોને કસ્તુરી ભરી, ત્રીકુટીને ધાટેરે સુરતા ત્યાં ઠરી ગંગાને જમનારે સરસ્વતી તેમાં મળી. ૩ ભમર ગફામાંરે જગ મગજોત જળી; બરમ ભીતર બાળોરે, ગુરૂથી ગમ પડી. ૪ દાસ હીરાલાલ કહેછેરે વસ્તુ અગમ જડી.

## ગરબી.

તમને શું કહીએરે કામણગાળાછો, ગોપીજનવલભરે પ્રાણઅમારાછો, પુછુછું તમનેરે સાચું કહો અમને, મારા સમ મોહનરે નહી દુભવું તમને.૨ હૈયાપર હાજરરે ખંતે ખુપ્યાછે, તમ સરખા જીવણરે કાંઇએક ધુત્યા છે. ૩ આ દુરબન રાતારે ચંદન ચળકે છે. મુખને તંબોળેરે સેજાવટ લળકે છે. ૪ આતે શું અચરજરે આવ્યા સેહેજડીએ, રણછોડના સ્વામીરે અમરતની ઝડીએ. ૫

## ગરબી.

વારૂછું વાલમરે, અમને અડશોમાં; વાટેનેઘાટેરે, અમનેવડશોમાં અમે વહુવારૂરે લાલા લાજે ભરેલાં; બોલતાંગીજેરે, કંથેકેદ કરેલાં. સાસુડીસુણશેરે, નંણદલનાનીછે; પ્રીતલડાછે પાણુરે, તમશુંછાનીછે શું જોર જણાવોરે, આવડાં વાલાજી, તમે કોના કુંવરરે; કહો અમને લાલાજી. પાળેલા કહાનેરે, સઉકો સાદ કરે; એમાં શો તોલજરે, પરપેર પેટભરે; મન ગમતાં કીધાંરે, લજ્જા લોપીને; રણછોડના સ્વામીરે, ધન્ય આ ગોપીને.

## નંદજીની ગરબીઓ.

તમેરે નંદજી ગોકુળ સંચરોરે, ઉતરેવો જમનાજીનો ઘાટજો; મારી માને નહી હોય ગોઠતુંરે, જસોદા જોતાં હશે વાટજો તમે. ન કરે માત પીતા તે તમે કરેચારે, અમને બહુ લડાવ્યાં લાડજો; અમને નાનેથી મોટાં કરચાંરે, તેના શા માનું ગણ પાડજો. તમે.

મારીછે પચરંગી લાકડીરે. વાગતી વેણ રસાળજો;
તેને તમે સંભારીને મુકજોરે, રખે લેઈ જતા ગોવાળજો. તમે.
મારી સહસ્ત્ર ગોરી ગાવડીરે, તેને તમે હાથ ફેરવી જોજો. જો
કહે રગનાથનાસ્વામી નંદનેરે, અમપર કૃપા દ્રષ્ટે જોજો જો.તમે

ગરબી.

નયણે નીરને નંદજી બોલીયારે, અમથી એકલડાં ન જવાય જો;
વાટડી જોતાંને રોતાં હશેરે, કાનજી ત્યાં તમારી માય જો. ન૦
હુંતો રાખીશ મારા મનનેરે. તમારી માનો મન કેમ રેહેશે જો;
માટે ગોવિંદ ગોકુળ આવજોરે, દુરજન મેહેણાં બહુ દેશે જો.
કહો કુણ વંદ્રાવન ગઉ ચારશેરે, સાંજે કોણ આવશે ઘેર જો;
હરતાં વાછલીએ કુણ ઉઠશેરે, કહો કુણ જાણે તમારી પેર જો.
કુંવર કોહોને લાડ લડાવશુરે, કોને વળગાડીશું દામી જો.
કોને જમાડીને જમશુંરે, કોહોને રગનાથના સ્વામી જો. ન૦

ગરબી.

જસોદા પુછે પેઉને પ્રેમશુંરે, નંદજી ઉત્તર ન આલે જો;
મુખથી બોલે પણ બોલાય નહીરે,લાલની બોલડીયા બહુ સાલેજો.
કારણ કહોને મારા કંથજીરે, કુંવરને ક્યાં મેલીને આવ્યા જો;
સરવસ સોંપ્યા વાસુદેવનેરે, દુખના મેરૂ ક્યાંથી લાવ્યા જો. જ.
આપણે મીત્રાઈ વાસુદેવનેરે, આપણે ક્યાંનું હતું વેર જો;
આવી આપણા સુતને ભોળઓરે, ને રાખ્યો પોતાને ઘેર જો.જ.
કહો ત્યાં કંથ તમે નવ બોલીયારે, આપણે ખોયા છયપો છાડીજો;
એ રગનાથનો સ્વામી ગોવાળીયોરે, અમપર નજરેન જોડીજો.જ.

ગરબી.

વ્રજમાં વ્રીજ વીનતા વાતો કરેરે, મોહનજી મથુરામાં રહ્યા જો;
વહીને નંદજી ગોકુળ મોકલ્યારે, વીઠલ વાસુદેવના થયા જો. વ.
અહીંના સુખમાં ગાયો ચારતારે, બીજું આહીરડામાં રેહેવું જો;
ત્યાં સઉ પુછી વાતો કરેરે, મથુરા નગરીમાં શું કેહેવું જો. વ.

મથુરાં નગરી હરીને મનવશીરે, બીજું કંસરાયનું રાજ્ય જો;
લક્ષ્મી દેખીને લલચાઈ ગયોરે, માટે ગોકુળ લીધું તાજ જો. ૫.
એ મુરત મનોહર સાંભળોરે, સમના સઉને લાગે મીઠી જો.
એ રૂગનાથનો સ્વામી ગોવાળીયોરે,ત્યાંતો રાજા થઇને બેઠો જો.

ગરબી.

હાંરે દાણ માગેરે દાણ માગે;
હાંરે તારી મીઠડીના બોલબાણ વાગેરે. દાણ માગે. ટેક.
હાંરે કાહાન કીયા મુલકનો સુબો;
હાંરે મારા મારગ વચે ઉભોરે. દાણ માગે.૧
હાંરે કાહાન કીયા મુલકનો રથરેપો;
હાંરે મારા મારગ વચે વશીયોરે. દાણ માગે.૨
હાંરે કાહાન કીયા મુલકનો દાણી;
હાંરે મારી નવરંગ ચુંદડી તાણીરે. દાણ માગે.૩
હાંરે કાહાન કીયા મુલકનો મેહેતો;
હાંરે મારા મારગ વચ્ચે રેહેતોરે. દાણ માગે.૪
હાંરે કાહાન જળ જમનાંને આરે;
હાંરે એમાં કોણ જીતેને કોણ હારેરે. દાણ માગે.૫
હાંરે કાહાન નથો સાકર નથી મેવા;
હાંરે ખાટી છાંશમાં શું આવ્યા લેવારે. દાણ માગે.૬

ગરબી.

આવના આવના આવનારે, શામ મોરી ગલીસે આવના;
આવના તો દુરસે બતાવનારે, શામ મોરી ગલીસે આવના. ટેક.
તેરેરે ખાતર બાગ બનાવારે, ફુલુકે હાર ગુંથાવનારે, શા૦૧
તરેરે ખાતર દહી જમાવારે, પ્યાલા ભરી ભરી પાવનારે. શા.૧
સેવ સુંવાળીને લાવશીરે, રૂચી રૂચી ભોગ લગાવનારે, શા૦ ૩
લવીંગ સોપારીને એલચીરે, પાનુકી બીડીયાં ચાવનારે. શા૦ ૪
બાઈમીરાં કહે પ્રભુ ગીરધરનાગરરે,ચરણ કમળ ચીત લાવનારે.શા૦૫

## માંકણની ગરબી.

માંકણ કઘડેછે, માંકણે માંડ્યો ઉતપાત માંકણ કઘડે છે;
હવે કોને કહીએ વાત, માંકણ કઘડેછે, હવે ક્યાં જઇને
રહીએ રાત, માંકણ કઘડે છે. ટેક.
માંકણ ચાંચડ જુએ જતીને, મારયાનું બહુ પાપરે;
અડધી રાતે ભગવંત સમરયા, માંકણને પરતાપ. માંકણ. ૧
નવી વહુને માંકણ કઇડ્યા, કઇડ્યા સારી રાતરે;
ખાટલે પાસાં ઘશીને, બધડે પાડી ભાત. માંકણ. ૨
મીયાં ભાઇને માંકણ કઇડ્યા, ચટકે ચડી રીસરે;
ખાટલો ખંખેરવા કાહાડ્યો, ભાગી નાંખી ઇસ. માંકણ. ૩
માંકણ મુવા મસ્તીખોરા, આવે લારો લારરે;
દીવાનું દીવેલજ ખુટ્યું, તોય ન આવ્યો પાર, માંકણ. ૪
એકને મુકી બીજો ઝાલ્યો, ત્રીજો નાશી ગયોરે;
ઉતાવળથી ઝાલવા ગઇ તો, દીવો રાણો થયો. માંકણ. ૫
આખી રાત વેણી મુવા પણ, તોય ઓછા નવ થાયરે;
કાંઇ ખાટલાના પઇયામાં, અને કાંઇ ભેંતોમાં જાય. માં. ૬
વેણ્યા વિના વધી જાયને, પછી ન આવે પારરે;
એક જો છતે જીવતો હોય તો, તેનો ચાલે વિસ્તાર. મા. ૭
ખાટલો ખંખેરી નાંખો, ગોદડાં તડકે નાંખોરે;
ભેંતે જો માંકણ જતા હોય તો, તે નજરમાં રાખો. માં. ૮

## સાખીઓ અને શમશાઓ.

ગોકુળીએ લેઇ ચાલ વાલા, ગોકુળથી વંદ્રાવન રૂડું;
તે મુજને દેખાડ વાલા, થેઇ થેઇ રાસ રમાડ વાલા.
રાસ રમ્યાના કોડ વાલા, જેજે શ્રી રણછોડ વાલા; ટેક.
સરસ્વતી માતને વિનવું, ગણપત લાગુ પાય;
અલબેલી અંબા આશ પુરજો, ગુણ સેવક તમારા ગાય.
વાલા ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧

ત્રંબા સુત રીપુ તાસગર, તાબરેખ અસ્વાર;
તા માતા પીયા ભુષણ, તા વેહેરી શામ જુહાર વાલા.
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ( અરથ ભગવાન ) ૨
ચંદન ભરી તલાવડી, મોતીડે બાંધી પાળ;
અમુરાંપાણી સંચરયાં,રાણી રાધા પાણીડાનીહારવાલા.ગો. ૩
પથરમટી થઈ પ્રેમદા, ભોજન કરતાં ગાય;
અડધું અંગફરે ફુદડી, એનુંએઠું સઉકોખાયવાલા. (ઘંટી) ૪
ડુંગર ઉપર દેરડી, સોની ઘડે સોનાર;
કાહાનજી ઘડાવે વેળીયાં,રાણી રાધા ઘડાવે હાર વાલા.ગો.૫
પાંચ વેંતોની પુતળી, મુખ લોઢાના દાંત;
નારીસંગે નીતરમે, તમેચતુર વિચારોચંત વાલા. (સાંબેલું) ૬
કુવા ઢાંકણ ઢાંકણું, ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું તે ઢાંકણ નારવાલા. ગોકુળીએ ૭
લંક લપેટણ શીત હરેણ, નહી લંકાપતી રાય;
જીસકારણ કઉરવહરયા, મોકલાવો મારા નાવવાલા. (ચીર) ૮
મગ મગ જેવડા માતીડા, આડા અવળા વેહ;
જુવાન માબાપનાં છોરૂવાં, તમને આવડો શો સ્નેહ વાલા.ગો.૯
સોપારી જેવડું સારંગડુ, તલનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રતનગળ્યાં, એક ઘરતીને બીજુ આભવાલા.
ગોકુળીઅ લેઈ ચાલ વાલા ( આંખની કીકી ) ૧૦
ડુંગર ઉપર દેરડી, ઉપર કળાયલ મોર;
રાજાતારા મેહેલમાં, મેંતો દીઠું અંધારૂંઘોર વાલા.ગોકુળીએ.૧૧
વેત જેવડી વરખડી, ઢાલા જેવડું ફુલ;
કાચા કુમળ ઉતરે તેનું, પાકેજ થાએ મુલ વાલા.
ગોકુળીએ લેઈ ચાલ વાલા, ( કુંભારનો ચાક ) ૧૨
ખંભાતી ગાડાં જોતરયાં, માંહી ભરયુ છે હીર;
પેઉજી હોયતો મુલવે,મારાં ફાટી ગયાંછે ચીરવાલા. ગોકુ. ૧૩

નગરમાં નાગી ફરે, વનમાં પેહેરે ચીર;
તે તમે જાણજો, મારી સગી નણંદનાવીર વાલા.(સોપારી)૧૪
ખંભાતી ગાડાં જોતરયાં, મહી ભરયો છે દાંત;
પેઉજી હોયતો સુઝવે, મને રાતાચુડાની ખાંતવાલા. ગોકુ. ૧૫
ગાય વીયાણી ગાંદરે, વાછરડુ વાડા માંહી;
દોનારીઝુલે પારણે, તેનાંછોરડાં વાડામાંહો વાલા. (અંકુરો.)૧૬
આંબલી થડ ચીકણી, ટુંકા ટુંકાજ પાન;
પેઉજી બેઠા સભામાં, તેને કેમકરી કરૂં સાનવાલા.ગોકુ.૧૭
નારી ફીટી નર થયો, સુરા પેહેલો ઘાય;
આઠ માસ રણ ભોગવી, પછી નારી થઈ ઘેર જાય વાલા.
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ( ગોફણનો ગોળો. ) ૧૮
પાટણ શેહેર દીવો પ્રગટયો, મેંથ પડી મેવાડ;
આંજનારી આબુઘટવસે, એનોછેલ વસે ગુજરાતવાલા. ગો.૧૯
પડી પડી પણ ભાગી ગઈ, કકડા થયા બેચાર;
વગરપાંખે ઉડીગઈ, તમેચતુરે કરોને વિચારવાલા.ગોકુ.૨૦
આંબો વાવ્યો દક્ષણ દેશમાં, ઉગ્યો અમદાવાદ;
ફાલ્યોફુલ્યો માળવે, એતો વેડાયો ઝાલાવાડવાલા.ગોકુળીએ.૨૧
આઠ કકડે નર નિપજ્યો, દો નારી નરચાર; તેમાં બે નપુશક
વસે, તે મેં તજ્યો ભરથાર વાલા. ગોકુળીએ૦ ( પલગ ) ૨૨
તનના કરૂં તાજવાં, મનનો કરૂં બજાર;
હઈયાની કરૂં હાટડી, હુંતો વણજ કરૂં કે વેહેપારવાલા.ગોકુ.૨૩
નારીને તો નર ઘણા, ઝાઝા સાથે પ્રીત;
નારી પેહેલો નર મરે, એતો કોના કુળની રીત વાલા.
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ( સોટકા બાજી ) ૨૪
આંબો ઉગ્યો આકાશમાં, કેરી ઝોલાં ખાય,
પરદેશીની પ્રીતડી, એતો માથાલગાડી જાયવાલા.ગોકુ. ૨૫
જળમાં પેશી ઘર કરે, ઝાઝા જળમાં નાહાય;

માંથુ વાઢે મરેનહી, તેની ખાલએચે જીવ જાયવાલા.(ડાંગર)૨૬
આંખો ટૈએ મોરયો, કોણ સાંપુ રખવાળ;
પેલો પાડોશી પાતળોરે,પરણ્યોનાનેરૂ બાળવાલા.ગોકુળીએ. ૨૭
બાપે જન્મી બેટડી, બેટીએ જન્મ્યો બાપ;
ચતુરે નરે સમસ્યા કહો, એતો બેટી ભલી કે બાપ વાલા.
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ( આંબલી ) ૨૮
ઊંચો ગોરી ઉજળી, જળ ભરવાને જાય;
કાંટોવાગ્યો પ્રેમનો, એતો ઉભીઝોલા ખાયવાલા.ગોકુળીએ.૨૯
હસ્તી ચરણ ગઢ રંગન, વેસ્યા વલભ નેણ;
પેઉજી પધારે તેને હાટડે,મોકલાવો તેવું તેણવાલા.(સીંદુર)૩૦
આંગણે વાવું એલચી, સેચાવું નાગરવેલ;
પરણ્યો હોતતો પાળજે,નીકર મહીયર વળાવો મેલવાલા.ગો.૩૧
ત્રણ મુખને ચાર પગ, સાંભળ ચતુરે સુજાણ;
નર ઉપર નારી ચઢે,પછી હુઇછે તાણાતાણ વાલ.(દુઝણું)૩૨
દરીએ મોતી નીપજે, મોતીનું નહી મુલ;
ભાગ્ય દોનું નહી મળે, એક મોતીને બીજું મન વાલા ૩૩

ગરબી.

મારૂં સોનાનું છે બેડુંરે, છેલ છબીલા છોગાળા. મારી રૂપાની ઉઢાણીરે, છેલ૦ હુંતો સરોવર પાણી ગઇતીરે, છેલછબી.છો૦ મને કાળા ભજહેમારીરે, છેલ૦ મારા આછાસાળુ ફાટ્યારે,છેલ૦ ઓ ગોકુળગામના દરજીરે, છેલ૦મારા આછાસાળુ સાંધોરે, છે૦ મારીસાસુ નજાણેશીવ્યારે. છે. મારી નણંદ ન જાણે ઓટ્યારે;છે. મારીજેઠાણી નજાણેટાંક્યારે. છે. તારો સાંધ્યાનો સવઇયોરે, છે. તારો ઓટ્યાનો રૂપઈયોરે. છે૦ છબીલા.

સલામ.

અમે અમારે ઘેર જઈએ, ભાઈ રામ રામ છે;
આ બોલ્યું ચાલ્યું માફ, બીજું શું કહીએ.

આ કાગળ હોય તો વાંચીએરે, ભાઈ રામ રામ છે:
આ હરીગુણ વાંચ્યા ન જાય, બીજું શું કહીએ.
આ કુવો હોય તો ગાળીએરે, ભાઈ રામ રામ છે;
આ સમુદ્ર ગાળ્યો ન જાય, બીજું શું કહીએ.
આ ગાનારીને ઘરચોળાં, ભાઈ રામ રામ છે;
આ ઝીલનારીને ચીર, બીજું શું કહીએ.
આ સાંભળનારને શાલજોડા, ભાઈ રામ રામ છે;
પેલા ઊંઘતાને બે લાત, બીજું શું કહીએ.
પેલા ઉભાને સલામ, ભાઈ રામ રામ છે;
પેલા સુતાના ફુટ્યા કાન, બીજું શું કહીએ.
આ ગરબો કોઈ ગાશેરે, ભાઈ રામ રામ છે;
તેનાં મન ચીતવ્યાં ફળ થાશે, બીજું શું કહીએ.

## સ્ત્રીઓને ગાવાનાં ગીતો.

ભમરા પેહેલો વધાવો મારે આવીયો,
મેંતો મોકલ્યો મારા દાદાને દરબારરે;
વાડીના ભમરા, દ્રાક્ષ મીઠાંરે ચાપા નેરની.
મારી માતાએ હરખે વધાવીયો,
મારા દાદાએ ઝાલ્યા પાલવ છેડારે. વાડીના૦
ભમરા બીજો વધાવો મારે આવીયો,
મેંતો મોકલ્યા મારા મામાને દરબારરે. વાડીના૦
મારી મામીએ હરખે વધાવીયો,
મારા મામાએ ઝાલ્યા પાલવ છેડારે. વાડીના. ૪૦

## ગીત ૨ જું.

આણી તેડ ગંગારે પેલી તેડ જમનારે, વચમાં સરસ્વતી નદીવહેછે;
સોના બેડુલોરે રૂપલા ઉઢાણીરે, શીતાવેલ પાણીડાં સંચરેવાં.
રાસડી ના પહોંચેરે બેડુલો ના ડુબેરે, કુવાને કાંઠે ઉભાં રવાં;
સોનાની ગેડીરે રૂપલા દડુલોરે, રામચંદ્ર રમવાને સંચરેવા.

કોણુ રાયની બેટીરે કોણુ તારૂં નાંમરે, કેઇરે નગરીની ગરાશણી;
કોણુ રાયનો બેટોરે કોણુ તારૂં નામરે, કેઇરે નગરીનો ગરાશીયો.
દસરથનો બેટોરે રામચંદ્ર નામરે, અજોધ્યા નગરીનો ગરાશીયો;
જનકની બેટીરે શીતાવેલ નામરે, હજીએ છું બાળ કુંવારડી.
પાનનાં બીડાંરે સાત સોપારી, લગ્ન નીરધારી વેહેલા આવજો.

ગીત ૩ જું.

જીરે આજ મેંતો અડદા પર્વત નોંતરેયા, અડદા તમેતો મારે પાપડ વણવા જોગ; મારે સજન મેળાવો જો મળ્યો. ૧
જીરે આજ મેંતો ચોળા પરવત નોંતરેયારે, ચોળા તમ તો મારે વડીઓ મુકવા જોગ; મારે સજન મેળાવો જો મળ્યો.

ગીત ૪ થું.

પીઠી પીઠી ચોળો પીતરાણી, પેહેલીપીઠી ચડશેરે મારા જીયાવરને;
ઉવરતી તે ચડશેરે પેલી છોડીને, પાકાં તેલ ચડશેરે મારાજીયા.
કાચાં તેલ ચઢશેરે પેલી છોડીને, મળતી કેરી ખાશેરે મારાજીયા વરને; ગોટલો ચુસશેરે પેલી છોડીરે.

ગીત ૫ મું.

લાડણો પાન ચાવેને રસ ઢોળે, લાડણો વળી વળી પાછું જુએ;
જાણે મારા બાપા સાથે આવે, જાણે મારા સસરાનો રંગરાજે.
લાડનો પાન ચાવેને રસ ઢોળે, લાડણો વળી વળી પાછું જુએ;
જાણે મારી માડી સાથે આવે, જાણે મારી સાસુનો રંગરાજે.૪.

ગીત ૬ ઠું.

તાંબા કુંડી તે નગર સોહામણી, માંહી ભરીયાંરે ગવરીનાંઘીઅ;
સાહેલીનો આંબો મોરીયો ટેક.
મારાકીકાં ભાઇનાં વાજીંતર વાગીયાં, મારા મગનભાઇનાંવાજીંત્ર વાગીયાં; પેલા વેવાઇનાં પડ્યાંરે નીશાન, સાહેલી૦ ૧. મારા કીકા ભાઇની મેડીએ દીવા બળે, મારા મગન ભાઇની મેડીએ દીવા બળે; પેલા વેવાઇને ઘેર ઘોર અંધારૂં, સાહેલી૦ ૨. ઇ૦

### ગીત ૭ મું.

મારી ઊંત્રણ વેવાણ જાગરે, તારા ઘર પાછળ થઈ રહ્યો સોરરે.
મારા પગ સુણીને થયા થાંભલા, પેલીવેવાણને લઈ ગયાજાંગલાં.
ડાબે ખુણે ડામચીઆ ડોલેરે, ત્યાંતો બાલો બીલાડો બોલેરે;
બાલો કહે બીલાડો થાઉ. બાજોઠ તળે પેશી જાઉં;
કોળીઆ કંસાર ખાતો જાઉ, નહીતો ઘરનો ઉંદર થાઉ.

### ગીત ૮ મું.

એના ઘર પછવાડે ઈટરે. એને દીકરી જણ્યાની રીતરે;
એના ઘર પછવાડે બાવળીયો, એને દીકરી જણ્યાનો વાવલીયો.ઈ.

### ગીત ૯ મું.

હળવેહળવે પુંએરે મોટા ટોપા, બાળા વરને વાગેછે સાહીઓખા.
રવઈયોરે રવઈયો, વર પુંએ તે ભવઈયો.
અલ્યાડારે અલ્યાડી, વર પુંએ તે બલાડી.         ઇત્યાદી.

### ગીત ૧૦ મું.

લાડો તો કુચેકુચે મારેરે, લાડીને કંસાર નવ ભાવેરે;
લાડોતો દુકાળમાંથી આવ્યોરે; લાડી તો સુગાળમાંથી આવીરે.

### ગીત ૧૧ મું.

લાડો લાડી જમેરે કંસાર, કે ઉપર વેવાઈ ટળવળેરે.
દીકરી મને આંગળડી ચટાડ, કંસાર કેવો ગળ્યો લાગેરે.
લાડો લાડી જમેરે કંસાર. કે ઉપર વેવણ ટળવળેરે.
દીકરી મને આંગળડી ચટાડ, કે કંસાર કેવો ગળ્યો લાગેરે.
સોળ વરસના સોમઈયાને. ફેરા ફરતાં ના આવડ્યારે.
આટલી સરખી ન્હાની બેહેનને, ફેર ફરતાં આવડ્યારે.

### ગીત ૧૨ મું.

એક ઝારા ઉપર ઝારોરે, એતો લાડી થઈ અમારીરે.
એતો અમારાં કહ્યાં કરશેરે, પેલી વેવણના બોલ પુંઠે ધરશેરે.

### ગીત ૧૩ મું.

એક ટકાના પાન મંગાવોરે, પેલી વેવણના દાંત રંગાવોરે.

એના દાંત કાળા હોઠ રાતા છીનાળવડુ, મેલો ખાતરના ચાળારે.
એને ગોળ લાગેછે મળીયારે, એને જોઇએ ઈંગ્રેજ બળીયો.
એને માથે પીતળનું બેડુરે એને આવ્યું ઈંગ્રેજનું તેડું. છી.
એને માથે છે કાચની કુંડીરે, એને આવી ઈંગ્રેજની હુંડી.છી.

ગીત ૧૪ મું.

સાબર નદીએ આવ્યાં પુર ભાગો રૂશણાંરે. પેલોવેવાઈ તણાયોજાય ભાગો રૂશણાંરે; મુકુનો ઘરબોળજાયભાગો રૂશણાંરે;બાંધુંતો બંધાઈ જાય ભાગો રૂશણારે. તાણુંતો ટુટીજાય ભાગોરૂશણાંરે.

ગીત ૧૫ મું.

થાળીમાં પરવાળુ નાચે ભમરારે, વેવાઈનીતો બઈરી નાચે ભ૦
જાડી છેતો ભલા નાચે ભમરારે, થાળીમાં પરવાળુ નાચે ભ૦

ગીત ૧૬ મું.

ઊચે ટેભ ઘંટી કેસર જાનીરે, લોટ પડે પરસુલી કેસર જાનીરે.
લોટે લોટે ફુલુ કેસર જાનીરે, વેવાઇની આંખમાં ફુલુ કેસર૦
એ ફુલુ કેમ મટશે કેસર જાનીરે, ઉન્હાળુ ઓમળશે કેસર૦
બીજી આંખમાં પડશે કેસર જાનીરે. (ઠ૦)

ગીત ૧૭ મું.

તને કોણે કહ્યું તું બોલ, ઘાંચી મોચીનારે; હવે નહી
બોલુંરે જીજી. નાક વઢાયુંરે જીજી, ચુનો ચોપડયોરે જીજી.
જખ મેં મારીરે જીજી, ભુલ કીધીરે જીજી. (ઠ૦)

ગીત ૧૮ મું.

સોનાનું સળેકડું તે, વાંએ ઉડયુ જાયજો;
વેવાઈ તારૂં નાક વઢાયું, જાન ભુખી જાયજો. (ઠ૦)

ગીત ૧૯ મું.

આવ્યા ઉન્હાળાના દનકે, છોડી વીઝરણો શો ન લાવી;
તારો બાપ ઘરાણે મેલકે. છોડી વીઝરણો શે ન લાવી. ૧

ગીત ૨૦ મું.

અમે ઈંડરીઓ ગઢ જીત્યારે, આનંદ ભયો લોક કેહેશે

કીવાભાઈ જાુઠારે, આનંદ ભયો; એતો દીકરી પરણાવીને ઉઠારે, આનંદ ભયો; લોક કેહેશે કીવાભાઈ સાચારે આનંદ ભયો; એતો દીકરી પરણાવીને નાચ્યારે આનંદ ભયો.

ગીત ૨૧ મું.

ડુંગે વાગ્યોને લશ્કર ઉપડ્યું, ઝરમરીયા ઝાલા; આવીછે અમદાવાદની ફોજરે, ઝરમરીયા ઝાલા, ઘેર્યુંછે ઘોઘા ગામરે ઝરમરીયા ઝાલા

ગીત ૨૨ મું.

પાટલા દ્યોરે પાટલા દ્યો, પાટલા ન હોયતો સુતારાને જાઓરે; સુતારોની બઈરો પાટલા દ્યો. ઈત્યાદી.

ગીત ૨૩ મું.

છઈયા હાથ પારેવા લેજેરે, મારૂં માણક મેલું થાશેરે; મારૂં રતન રજે ભરાશેરે; છઈયા તારોને હાથ ખસે ભરયો; મારી લાડવાઈનો હાથ હીરે જડ્યો.

ગીત ૨૪ મું.

એક લીલી તે લીલી લીલડી, એક લીલીનાં જડીત્ર પલાણરે જગ લીલડી. એક અમદાવાદ ગામને ગાંદરે, મારી જાનનાં થયાં ધમસાણરે જગ લીલડી; મારા સોય ઘોડાને ખસે હાથીયા, મારા હાથી દેખીને વેવાઈ બી ગયો, મારી કેમ કરી રેહેશે લાજરે જગ લીલડી. મારા કીવા ભાઈએ શાનમાં સમજાવીયા, મારા મગનભાઈએ શાનમાં સમજાવીયા, તરી બલેરી રાખીશું લાજરે જગ લીલડી.

ગીત ૨૫ મું.

લાડી આપી પાડી આપી, જાનઈયાની માડી આપી; તોયે લડખા માંડવા હેઠરે.

ગીત ૨૬ મું.

અમ આવ્યાંતાં રંગભેર રમવારે, અમ આવ્યાંતાં રૂખીવહુને લેવારે; અમે આવ્યાંતાં રૂખી વહુને જોવારે. એને જોવામાં શું જોશોરે.

સમાપ્ત.

